અવનીશ, અજયપાળ આખીજે ॥ અજ્યા જાત અઢાર, વાંચિયે સાતે બેટા ॥ જપતાં એહિજ જાપ, ભક્તશું ન કરે મેટા ॥ ઉતરે ચઢિયો અંગ, પળમેં તુજ વયણે મુદા ॥ કહે કાંતિ રોગ નાવે કદી, સાર મંત્ર ગહિયે સદા ॥ ૧૬ ॥ ઇતિ ॥ એ છંદ સાત વાર, ચૌદ વાર અથવા એકવીશ વાર સાંભળે અથવા ગણે, તો તાવ જતો રહે.

## अथ श्री आत्मनिंदा विनंती छंद.

( ભુજંગપ્રયાત વૃત્તમ. )

પ્રભુ પાય લાગી કરૂં સેવ ત્હારી, તમે સાંભળો શ્રી જિનરાય મ્હારી ॥ મને મોહ વૈરી પરાભવ કરે છે, ચિહું ગતિ તણાં દુઃખ નહિ વીસરે છે ॥ ૧ ॥ હું તો લક્ષ ચોરાશી જિવ યોની માંહે, ભમ્યો જન્મ મરણ કેરે પ્રભાવે ॥ ઘણાં મેં કીધાં કર્મ જે ધર્મ છાંડી, કહું સ્વામિ તે સાંભળો સર્વ માંડી ॥ ૨ ॥ મેં તો લોભે લંપટ થઇ કર્મ કીધાં, ઘણાં ભોળવી પરતણાં દ્રવ્ય લીધાં ॥ મેં તો પિંડ પોખ્યો કરી જીવહિંસા, કરી પારકી કૂથલી સ્વ પ્રશંસા ॥ ૩ ॥ મેં તો બોલિયા પરતણા મર્મ મોસાં, નહિ ભાંખિયા આપણા પાપ દોષા ॥ સદા સંગ કીધો પરનારી કેરો, નહી પાળિયો ધર્મ જિનરાજ તેરો ॥ ૪ ॥ પડ્યો ઘરતણે પાપ આશા વિલુદ્ધો, નહિ સાંભળ્યો જિન ઉપદેશ શુદ્ધો ॥ હું તો પુત્ર પરિવારશું રંગ રાતો, નહી જાણિયો જિનવર કાળ જાતો ॥ ૫ ॥ ઘણું આરંભનું પાપ કરી પિંડ ભાર્યો, મેં મૂરખે નરભવ ફોક હાર્યો ॥ ગયો કાળ સંસાર એળે ભમંતાં, સહ્યાં તેહથી દુર્ગતિ દુઃખ અનંતાં ॥ ૬ ॥ ઘણે કષ્ટે જિનરાજ હવે દેવ પામ્યો, ત્યારે સર્વ સંસારનાં દુઃખ વામ્યો ॥ જ્યારે શ્રી જિનરાજનું રૂપ દીઠું, મ્હારે લોચને રૂયડું અમીય વૂઠ્યું ॥ ૭ ॥ આવી કામધેનુ ઘરમાંહિ ચાલી, ભરી રત્નચિંતામણિ હેમ થાળી ॥ મ્હારા ઘરતણે આંગણે કલ્પવૃક્ષ, ફળ્યો આપવા વંછિત દાન દક્ષ ॥ ૮ ॥ ગયો રોગ સંતાપ તે સર્વ નાઠો, જરા જન્મ મરણાંતણો ત્રાસ નાઠો ॥ તોરે શરણ આવ્યા તણી લાજ કીજે, કર્યા અપરાધ તે સર્વ ખમીજે ॥ ૯ ॥ ઘણું વિનવું છું જિનરાજ દેવા, મને આપજ્યો ભવોભવ સ્વામિ સેવા ॥ યહ વિનતિ ભાવથી જેહ ભણશે, સકળચંદનો સ્વામિ સદા સુખ કરશે ॥ ૧૦ ॥ ઇતિ ॥

# અથ શ્રી જગણત્રીગજ્ઝાવના છંદ.

(દોહા.)

અવિચળ પદ મન થિર કરી, જિહાં છે સૂખ અપાર ॥ પ્રતિબોધિશ મન આપણું, જિમ પામું ભવ પાર ॥ ૧ ॥ રે મન તેં અસ્થિરપણે, કીધાં કુકર્મ કોડ ॥ રાગતણે રંગે કરી, જીવહ આણી ખોડ ॥ ૨ ॥ પંચેદ્રિય પરવશપણે, જે મે કીધાં પાપ ॥ તે મુખ કહિએ કેટલાં, હુઓ સંસારહ વ્યાપ ॥ ૩ ॥ જ્ઞાનદૃષ્ટિ જીવ જોઇ તું, મોહતણી મતિ મૂક ॥ વળીય વળી પામીશ નહી, નરભવ એળે મ ચૂક ॥ ૪ ॥ જે દિગિયે ગ્રહ ઉગમે, તે સંધ્યા નવિ હોય ॥ ધન ધાન્ય પરિવારની, મમતા મ કરો કોય ॥ ૫ ॥ નાહણુ ભોયણ આભરણ, જે પામીયે અપાર ॥ એકે જાતાં જીવને, તે દેહિ કીજે છાર ॥ ૬ ॥ મંદિરમાહે ધન ધરણિ, સીમે રહ્યો પરિવાર ॥ કાયા અગ્નિ પ્રજાળીયે, જીવ જાય નિરધાર ॥ ૭ ॥ જાવજીવ ધન મેળિયું, એ તુજ આવ્યુ ભાગ ॥ શકટ એક કાઠી ભર્યુ, ભાગે ભાજને આગ ॥ ૮ ॥ મનુષ્ય તણે પામે મરણ, રોચે સગા અપાર ॥ આપણપેં જાશું સહી, ઇમ ન ગણે ગમાર ॥ ૯ ॥ ઇદ્રાદિક સેવે સદા, જેહને ત્રિગડે વાસ ॥ તે હુ જિન થિર નવિ રહ્યા, અવરાની કુણ આશ ॥ ૧૦ ॥ ઇંદ્રાદિકને ચક્રી ગણ, રાય રાણા અવલોક ॥ ગજ રથ તુરંગમ પરિવર્યા, તેહુ ગયા પરલોક ॥ ૧૧ ॥ માય તાય બંધવ બહિન, ભાર્યા મુત ભંડાર ॥ માહરૂં કરતાં માનવી, ગયા સવે નિરધાર ॥ ૧૨ ॥ વસ્ત્રહીન તું જનમિયો, જાઇશ તેણે રૂપ ॥ પાપે પિંડ જો પોષિયો, પડિયો સંસારહ કૂપ ॥ ૧૩ ॥ ગામ ગયા આવે વળી, હરખે મળે સૌ કોય ॥ ઇણ પંથે પંથી હુવા, તેહને ન મળે કોય ॥ ૧૪ ॥ પરભવ જાતાં જીવને, આડો કો નવિ થાય ॥ પ્રમદા ચોશઠ સહસનો, પતિ પરલોકે જાય ॥ ૧૫ ॥ લક્ષ બત્રીશ વિમાનનો, પતિ જેહને સેવંત ॥ કાજ કુંરે મનશું સદા, તેહુ ઇંદ્ર ચ્યવંત ॥ ૧૬ ॥ માય તાય બંધવ કવણ, કુણ વૈરી કુણ મિત્ત ॥ એ ત્હારે મહુ કો સગું, સાંભળ તુ એક ચિત્ત ॥ ૧૭ ॥ સૂઇ અગ્રે ભૂઇ ચાપિયે, ચૌદહરાજ પ્રમાણ ॥ તેં સઘળી ફરસી સહી, મરસી ચારે ખાણ ॥ ૧૮ ॥ તેં નિગોદ ભવ પૂરિયા, સાત નરક કિધો વાસ ॥ બંધન બાધિયું કર્મને, કીધો દૂઢ અભ્યાસ ॥ ૧૯ ॥ સાયર સલિલ થકી અધિક, તેં કીધાં માય થાન ॥ બહુ પર્વત પ્રાયે અ

ધિક, તેં આરોગ્યાં ધાન ॥ ૨૦ ॥ સમુદ્ર નદી દહથી ઘણું, જીવ તેં પાણી પીધ ॥ ભૂરિ ભવાંતર પૂરતાં, તોહિ તૃપતિ ન લીધ ॥ ૨૧ ॥ ઇમ ભમતાં સહુએ સગું, શત્રુ ન કો સંસાર ॥ સમતાશું મન સવ રી, મૈત્રીભાવ વિચાર ॥ ૨૨ ॥ કુશ અગ્રે જળબિંદુ જિમ, જળ બુદ બુદ જિમ હોય ॥ ઇંદ્રધનુષ ગજ કન્નપરે, જીવિય ચંચળ જોય ॥૨૩ ॥ સુહણા સમોવડ જાણીયે, એ સઘળો સંયોગ ॥ ધર્મ મ છંડિશ મનથકી, તેહનો લહિય વિયોગ ॥૨૪॥ આપ સવારથ આવિયા, એ સહુ એ તું જાણ ॥ મોહતણે મદ મોહિયો, મ કરીશ પરતણી હામ ॥૨૫॥ દશ દ્રષ્ટાંતે દોહિલું, શ્રાવકનું કુળ લદ્ધ ॥ શીળવ્રત સાચું વહે, પાળી સમકિત શુદ્ધ ॥૨૬॥ જરા ન આવે જ્યાં લગે, પંચેંદ્રિય સમરત્થ ॥ વ્યાધિ ન આવે દેહને, ત્યાં સાધે પરમત્થ ॥ ૨૭ ॥ ગણીયા આઉખા દીહડા, જે ગયા તે ન વિલંત ॥ ઇમ જાણી આદર સહિત, ધર્મ કરો દૃઢ ચિત્ત ॥ ૨૮ ॥ એ ભવ ચિંતામણિ સમો, આળે તું મ મ હાર ॥ જિનશાસન મન થિર કરી, જીવ જતન સંભાર ॥ ૨૯ ॥ ભોગ ભલા જે નર લહે, હરખે જે દીએ દાન ॥ સમકિત વિણ શિવપદ નહી, જે અનંત સુખ ઠાણ ॥ ૩૦ ॥ એ ઓગણત્રીસી ભાવના, તેહનો શુદ્ધ વિચાર ॥ જે મનમાંહે સમરશે, તે તરશે સંસાર ॥ ૩૧ ॥ ઇતિ ॥

## અથ શ્રી દાન, શીલ, તપ અને ભાવનું પદ.

રે જીવ જિનધર્મ કિજીએ, ધર્મના ચાર પ્રકાર ॥ દાન શીયળ તપ ભાવના, જગમાં એટલું સાર ॥ રે જીવ૦ ॥ ૧ ॥ વરસ દિવસને પારણે, આદિસર સુખકાર ॥ શેલડી રસ વહોરાવિયો, શ્રી શ્રેયાંસકુમાર ॥ રે જીવ૦ ॥ ૨ ॥ ચંપાપોળ ઉઘાડવા, ચારણીયે કાઢયાં નીર ॥ સતીય સુભદ્રા જશ થયો, શિયળે સુર નર ધીર ॥ રે જીવ૦ ॥ ૩ ॥ તપ કરી કાયા શોષવી, અરસ નીરસ આહાર ॥ વીરજિણંદ વખાણિયો, ધન્ય ધન્નો અણગાર ॥ રે જીવ૦ ॥ ૪ ॥ અનિત્યભાવના ભાવતાં, ધરતાં નિર્મળ ધ્યાન ॥ ભરત આરિસાભુવનમાં, પામ્યા કેવળજ્ઞાન ॥ રે જીવ૦ ॥૫॥ જૈનધર્મ સુરતરુ સમો, જેહની શીતળ છાંય ॥ સમયસુંદર કહે સેવતાં, વંછિત ફળ પાય ॥ રે જીવ૦ ॥ ૬ ॥ ઇતિ ॥

॥ ઇતિ શ્રી છંદો સમાપ્ત. ॥

# અથ શ્રી હિતોપદેશ પદો.

## પદ ૧ લું.

( હરિગીત છંદ. )

સંસારમાં શું સાર છે, વિચાર કર નર મન વિષે ॥ નિજ નેત્ર ખોલી જો અરે, દૃષ્ટિ કરીને દશદિશે ॥ ચિતમાંહે ચેત ચતુર ચેતન, શી ગતિ તારી થશે ॥ એવું વિચારી ધર્મ કર નર, ક્ષણ ગયો નવ આવશે ॥ ૧ ॥ બહુ કુડ કપટને કેળવી, સહુ લોકને તે છેતર્યા ॥ જ્યાં ત્યાં દગલબાજી થકી, નીજ કાર્ય જે જે તેં કર્યા ॥ તે સર્વ પાપ તણી તને, પરલોકમાં શિક્ષા થશે ॥ એવું૦ ॥ ૨ ॥ તું કહે મારૂં મા રૂં ગર્વે, મોહ માન મમત્વથી ॥ ધન ધાન્ય જોબન માલ, માયા સર્વ તે તારૂં નથી ॥ સુત માત તાત સુજાત પત્ની, કોઇ નવ તારૂં થશે ॥ એવું૦ ॥ ૩ ॥ કાયાતણો રાખી ભરૂંસો, બહુજ માયા મેળવી ॥ જુઠું વધો નિર્લજપણે, કૃપણતા બહુ કેળવી ॥ અંતે અરે નર અથીર છે, વસ્તુ સહુ વીણસી જશે ॥ એવું૦ ॥ ૪ ॥ રાવણ સમો જે રાજવી, લંકાપતિ પોતે હતો ॥ વિશ ભુજા જોદ્ધો યમ સમો, જે જગત માંહે શોભતો ॥ પણ ગયો અંતે એકલો તો, તારી શી ગણતિ થશે ॥ એ-વું૦ ॥ ૫ ॥ મહા પુન્ય ઉદયે મનુષ્ય જન્મ, મળ્યો બહુ મુશ્કેલ જો॥ ઉત્તમ કુળે અવતારને, પંચેંદ્રિ યોગ તથા પિછે ॥ તો કેમ હારી જા ય, પશ્ચાતાપ પશ્ચાતે થશે ॥ એવું૦ ॥ ૬ ॥ અહંકાર અતિ અંતર ધરે, જે મુજ સમો જગ કો નથી ॥ પણ, ગર્વ ઉતરે સર્વના જો, જાણ જ્ઞાન મતિ થકી ॥ ઉલટી ગતિ નીચી મળે ને, નર્ક વેદન ત્યાં થશે ॥ એવું૦ ॥ ૭ ॥ છે સ્વાર્થી સહુએ સગું ને, અથીર કાયા કારમી ॥ શો ગર્વ જાવુ સર્વને છે, એક દીન અંતે વલી ॥ રે ! મરણ સમયે ધર્મ ક-રવા, કેમ તું તત્પર થશે ॥ એવું૦ ॥ ૮ ॥ સ્વપ્ના સમુ છે સુખ સર્વે, સમજ રે નર મન થકી ॥ છે સાર એકજ ધર્મ અવર, અસાર જાણ અરે ! નકી ॥ હિતકાર શિક્ષા દેવસિની, દીલ ધરે તો સુખ થશે ॥ એ-વું વિચારી ધર્મ કર નર, ક્ષણ ગયો નવ આવશે ॥ ૯ ॥

## પદ ૨ જું.

(મારૂં મારૂં રે મુગત ગેહેર—એ રાગ.)

કેરે કોને જગમાં કોણ ? ચેતન ! તારૂ રે ॥ મુરખ ! માનીને મુ

ક મારૂં તારૂં રે ॥ ટેક ॥ સ્વારથ સારૂ સૌ તુજ સંગે, રંગે આવી રમતાં રે ॥ સર્યે અરથ પર કે પોતાનાં, વેગે વેગે વળતાં ॥ ચે૦ ॥ ૧ ॥ નિજ અરથે જંપે જનનીજી, 'બેટા આવો બેસોરે' ॥ 'જી! જી!' કહીને કે'શે જીવતી, 'સ્વામિ! બીડલું લેશો' ॥ ચે૦ ॥ ૨ ॥ 'બેટા!' કહી બોલાવે બાપા, 'ભાઇ!' ભાખે ભગિની રે ॥ સ્વારથ સરતાં અળગાં સૌ જન, જોજો માયા જગની ॥ ચે૦ ॥ ૩ ॥ હાથી હય કે હેમ હવેલી, વનિતા વિષની વેલી રે ॥ સાથી થાવા ધનને સારૂ, ધાતી આવે વેલી ॥ ચે૦ ॥ ૪ ॥ તર જો હોશે જરથી ઘર તો, વળગ્યા રે'શે વા'લાં રે ॥ ચોમાસે નદીઓની પાસે, આશે વળતાં નાળાં ॥ ચે૦ ॥ ૫ ॥ નહિ કંઇ સાથે આવે દમડા, જમડા જ્યારે ઝાલે રે ॥ કરવું ધારે કરજે હમણાં, સમણાં આખર સાલે ॥ ચે૦ ॥ ૬ ॥ રડારોળ ઘર એક કરાવે, એક ઘર મંગળ માળ રે ॥ હા! હા! કપટી કામણગારો, કેડે લાગ્યો કાળ ॥ ચે૦ ॥ ૭ ॥ ઇંદ્રજાળ સમ જગને જાણી, સંત ચરણ જન સેવોરે ॥ જૈનહિતેચ્છક શેવક જન સૌ, માગે મુક્તિ મેવો ॥ ચેતન તારૂં રે ॥ ૮ ॥

## पद २ जुं.

(કુંવરી કુંવર મારા લાડકા—એ રાહ.)

ડાક ડમાક છોડી ચાલવું, ઢોલ વાગશે સહિ ॥ હાડ જશે રે ફુટી જીવડા, લાગ મળશે રે નહિં ॥ ડાક૦ ॥ ૧ ॥ ભાર વહિ વહિ વૈતરા, સાર ભેગું રે કીધ ॥ ઇજત ખોઇ ઘડી એકમાં, જો હાથે નવ દીધ ॥ ડાક૦ ॥ ૨ ॥ જાણું જરૂર રે જીવડા, નથી તારૂં રે કોઇ ॥ દેહ નથી તારી તાહરી, માટે ચાલજે જોઇ ॥ ડાક૦ ॥ ૩ ॥ માત પિતા બંધવ વળી, મામા મામી ને ફોઇ ॥ મુખ વિકાસીને બેસશે, રહેશે એ ઘડી રોઇ ॥ ડાક૦ ॥ ૪ ॥ કાકા કાકી ફુઆ ફોલતુ, મિત્ર પુત્ર પરિવાર ॥ હા! હા! હુહુ કરી નાચશે, માટે રહે ખબરદાર ॥ ડાક૦ ॥ ૫ ॥ ચકલા તે સુધી વળાવીને, વળશે નર નારી સાથ ॥ પુરૂષ લઇ સ્મશાનમાં, બાળશે હાથોહાથ ॥ ડાક૦ ॥ ૬ ॥ દશ દૃષ્ટાંતે દોહિલી, કહિ સૂત્રે જેહ ॥ નદી પાષાણ ન્યાયે કરી, પામ્યો મનુષ્ય દેહ ॥ ડાક૦ ॥ ૭ ॥ આરજક્ષેત્ર પામ્યો વળી, પામ્યો સમકિતી કુળ ॥ હવે રે સુકૃત કર જીવડા, નહિં તો થાશે એ ધુળ ॥ ડાક૦ ॥ ૮ ॥ માટે કહ્યું મારૂં માનીને, ડાહ્યું રાખીને મન ॥ ભજ શ્રી પંચ પરમેષ્ઠીને, જે છે સાથેનું ધન ॥ ડાક૦ ॥ ૯ ॥

## પદ ૪ થું.

(લેલી લેલી પુકારૂં મે બનમેં—એ રાહ.)

જોયા જેવી છીએ તમારી, ગતિ અંતે નિશ્ચે થનારી ॥ ટેક ॥ ચતુગઇ ઝુલામા પડી, પ્રભુને સમર્યા નહિ ઘડી ॥ જન્મી લાભ તમે શો લીધો, ધંધો ખોટતણો ભાઇ કીધો ॥ જોયા૦ ॥ ૧ ॥ વિષયે ઘણો ઘણો તું મહાલ્યો, આપે અવળો મારગ ચાલ્યો ॥ પરનારી પેખીને મોહ્યો, ભેદ કદીએ તપાસી ન જોયો ॥ જોયા૦ ॥ ૨ ॥ ઊંચા ઊંચા મંદિરને મેડી, ચાલે નામ તાગની પેઢી ॥ લાખે લેખાવાળી તું કરતો, જિન નામ તે મનમાં ન ધરતો ॥ જોયા૦ ॥ ૩ ॥ દેવગુરૂની ભક્તિ ન કીધી, દાન દીનને પાઇ ન દીધી ॥ આવ્યો એવો તું પુ રે જ-વાનો, ખરેખાત નથી તુ રહેવાનો ॥ જોયા૦ ॥ ૪ ॥ જોને ગયા લ-ખેશરી લાખો, હોય પત્તા તો કોઇનો ભાખો ॥ મેડી માળને મોટા ઝરૂખા, મુકી ચાલ્યા માનના ભુખ્યા ॥ જોયા૦ ॥ ૫ ॥ સાથે ગયું ન કોઇથી જનાનુ, એતો થાય છે તેજ થવાનુ ॥ ચેતી લેજે ચેતન મા ગ પ્યારા, હાલ નહિ તો ભુગ છે થનારા ॥ જોયા૦ ॥ ૬ ॥ જગદીશ ને ચરણે નમજે, રૂડી રીતે ઇંદ્રિઓને દમજે ॥ ડાહ્યો થઇને ભજ પર મેશ, થાને અંતે પછી ખારૂ બેશ ॥ જોયા૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## પદ ૫ મું.

(કહા પાનું, કહાં પાનુ યાર—એ રાહ.)

ક્યાં ભમો ક્યાં ભમો યાર—ભલાજી તમે૦ ॥ ટેક ॥ દેહ દોહ-લી મેળવી આપે, ખાલી વીંડાળો ભાર ॥ ભલાજી૦ ॥ ૧ ॥ જુઠી જ ગતની માયા જાણો, ઓળખો સાર અસાર ॥ ભલાજી૦ ॥ ૨ ॥ માત પિતા બંધવને ભગિની, નહિ કોઇ સાથી થનાર ॥ ભલાજી૦ ॥ ૩ ॥ ધુતી ધુતી ધન ભેળું કીધું, સાટી સાથે મળનાર ॥ ભલાજી૦ ॥ ૪ ॥ ગેઠ કહેવાયો કરી ધન ભેળુ, કર્યા ઘણા ગાધે ખાર ॥ ભલાજી૦ ॥ ૫ ॥ દેવદ્રવ્યને ઓળવી આપે, ખાગો રહ્યો ખબરદાર ॥ ભલાજી૦ ॥ ૬ ॥ માના માવડીની માનતા રાખી, હોમ કીના બે ચાર ॥ ભલાજી૦ ॥ ૭ ॥ ધર્મનુ નામ ધરાવ્યું પોતે, હતો કર્મનો મરદાર ॥ ભલા-જી૦ ॥ ૮ ॥ જિનજી જાપ જપ્યો નહિ એક દીન, ડાંગે રીઝાવી પર નાર ॥ ભલાજી૦ ॥ ૯ ॥ આવ્યા તેવા જવાના આપે, માટે રહો ખ-

બરદાર ॥ ભલાજી૦ ॥ ૧૦ ॥ સેવા શ્રી જિનરાજની કરીને, પામો આ ભવનો પાર ॥ ભલાજી૦ ॥ ૧૧ ॥ ઇતિ ॥

## પદ ૬ ઠું.

( ધિઃક યુવા ધિઃક મુજને—એ રાહ. )

જો જો વિચારીને જીવડા, હૈયું રાખીને હાથજી ॥ જાણુ જરૂર છે ચાલવું, માલવું ન સંસારજી ॥ જો જો૦ ॥ ૧ ॥ તન છે રંગ પતંગનો, મિથ્યા મથી મરે આપજી ॥ સુત વિતદાર સગું નહિ, નહિ માય ને બાપજી ॥ જો જો૦ ॥ ૨ ॥ ત્રણ ગતિ તનની કહિ, પાળો પોષો વિધે લાખજી ॥ નર્કનાય કીડા પડે, થાય અંતે વા ખાખજી ॥ જો જો૦ ॥ ૩ ॥ કંકુ કેસર ને કસ્તુરી, અત્તર અનોપમ સારજી ॥ ચરુચે જે તું અંગને, પખોરશે મુકી ભારજી ॥ જો જો૦ ॥ ૪ ॥ હાથે કર્યું સાથે આવશે, ફાવશે નહિ કંઇજી ॥ ફુલ્યો ફરે છે સંસારમાં, ફાંફાં મારીશ ત્યાંયજી ॥ જો જો૦ ॥ ૫ ॥ મનને ડાહ્યું રાખીને, તન અર્પીને ઇશજી ॥ ધનની દોડ દૂરે કરી, નામ જિનજીને શિશજી ॥ જો જો૦ ॥ ૬ ॥

## પદ ૭ મું.

(રાજા પી લે દારૂડા—એ રાગ. )

ભજ ભાન તજી ભગવાન તું માનવ! માન મુકી જરા ॥ માન મુકી જરા—માનવ! માન૦ ભ૦જ ॥ ટેક ॥ ધસ મસતો ધાએ ધન માટે, નાચે નિરખી નાર ॥ સાર શું એમાં શાણા માણો, જાણો એ જોખમકાર ॥ માનવ૦ ॥ ૧ ॥ કાખમાં ધાલી ધોતી પોતી, પોતે પર આગાર ॥ મોહ માયાતણી લાલચે લાગી, કેમ ધુમેરે ગમાર ॥ માનવ૦ ॥ ૨ ॥ રામા રંજન મંજન અંજન, મશી કશી શિશ પાઘ ॥ ફાગ ગાએ જન રાગ રૂડામાં, લાગે લલાટે ડાઘ ॥ માનવ૦ ॥ ૩ ॥ રામા રામા ધન ધન કરતો, ફરતો ફરે દશ દીશ ॥ શ્રી જગદીશને શિશ નમાવા, મિથ્યા બતાવે મિશ ॥ માનવ૦ ॥ ૪ ॥ લાખોને શાખા વિતાડી, મારી, ઝુડી પાડી ધાડ ॥ રોવાડી રાંક રે! કાંક અનાડી, ધન ધર્યું ખણી ખાડ ॥ માનવ૦ ॥ ૫ ॥ અણી આવ્યે નહિ કોઇ ધણી રણી, રમણીકે ખણી ખાડ ॥ આખર ખાખરવાશી થાશો, લાલ બનેલ લબાડ ॥ માનવ૦ ॥ ૬ ॥ રાખ થયા કંઇ રાંક કે રાજા, સાજ પુરે સંસાર ॥ જૈન હિતેચ્છક દાસ દયાનિધિ! કેણતણો અધિકાર ॥ માનવ૦ ॥ ૭

## પદ ૮ મું.

( શિક્ષાની ગજલ. )

હા થવા શા હાલ તારા જીવ જો જરી, રે અનાડી અંધ તારી કયા મતિ ફરી ॥ હા થવા૦ ॥ ૧ ॥ સૂજે નહીં એ ભાઇ તને પંથ પાગરો, અનેક ઉંધા પંથના તું ફંદમા ફસ્યો ॥ હા થવા૦ ॥ ૨ ॥ વ્હાલા સગાં સોબતીઓ રેહેશે વેગળા, પત્ની પુત્ર મૂકી જાશુ જીવ એકલા ॥ હા થવા૦ ॥ ૩ ॥ રે રે પંખી રાત દહાડો માળામાં મચ્યો, વારૂ શું આજેજ આવો માળો તેં રચ્યો ॥ હા થવા૦ ॥ ૪ ॥ અનેક માળા બાંધ્યા ભાગ્યા ભાગી બાધરો, આતે ભાગ ફોડમાંથી કયારે છુટશો ॥ હા થવા૦ ॥ ૫ ॥ ચેતન પંખી એવી હવે યુક્તિ આદરો, જેથી ભાગ ફોડ મૂકી ઠામે થઇ ઠરો ॥ હા થવા૦ ॥ ૬ ॥ માગો વિશ્વનાથ પાસે હાથ જોડીને, નવિન પંથ શાંતિનો સ્વામિ સુજાડી દે ॥ હા થવા૦ ॥ ૭ ॥

## પદ ૯ મું.

(ચકારે બીના—એ રાહ.)

વખંત વરતી જા જીવ વેપારી, ખરી ખરીદની કર તૈયારી ॥ ટેક ॥ રામાટામા મૂકી ભાઇ વેગે કર વકરો, પીડ પછીથી રે સોદાગર આવી ન મળનારી ॥ વખત૦ ॥ ૧ ॥ નરભવ નગર સમો નહીં મળશે બીજો કોઇ બજાર, લાખો લોકો થયા લખપતી ભટકતા હતા જે ભિખારી ॥ વખત૦ ॥ ૨ ॥ ત્રિભુવન હિતકારી જિન શેઠની સલાહ શુભ લેજે, દલાલ દર્શન જ્ઞાન ચારિત્રની કર મિત્રાચારી ॥ વખત૦ ॥ ૩ ॥ ચારગતિની ચોપાટીપર મેહેલ રખે ચઢતો, પાપ ચોકમા પગ નવ ધરતો વેગે વિચારી ॥ વખત૦ ॥ ૪ ॥ વેચી સાટી વિવિધ તરેહના ઝટપટ કરીઆણા, નવીન પુન્યનો મોદો કરતા બોલાશે બલિહારી ॥ વખત૦ ॥ ૫ ॥

## પદ ૧૦ મું.

( હમતો આશક હે—એ રાહ. )

મૂકી દે મારૂં તારૂ ભાઇ એમાં સાર નથી, ભરે બાથ આભથી અરે કાંઇ વળનાર નથી ॥ ટેક ॥ પીને માયાની મદિરા છાકયો છાકયો શું ભમે, ઝપાટા જીનડા તે કાળના જોયા નથી ॥ મૂકી૦ ॥ ૧

॥ ક્રોધ માન માયા લોભ ચારે ધુતારા મળ્યા, ખુશામતખોરની સોબતમાંહી સાર નથી ॥ મૂકી૦ ॥ ૨ ॥ ગુમાવી પુન્યગથેં માઠી છે તારી ગતિ, ચેતી લે ચેતી લે ચેતન શું શું કહું કથી ॥ મૂકી૦ ॥ ૩ ॥ પ્રવૃત્તિ વેશ્યાના પ્રસંગે બુદ્ધિ તારી મારી ગઇ, નિવૃત્તિ પદ્મણી જેવી નારી મળનારી નથી ॥ મૂકી૦ ॥ ૪ ॥ પતિ પુત્ર સ્નેહી સગાં છે સબંધી સ્વાર્થનાં, આપત્તિ આવે કોઇ પાસે જીવ ઉભું રહેનાર નથી ॥ મૂકી૦ ॥ ૫ ॥ સાચા સ્નેહી સગાં માંહી એક વિતરાગ છે, નવિન વિશ્વબંધુ વિના પાર પામવું નથી ॥ મૂકી૦ ॥ ૬ ॥

## પદ ૧૧ મું.

( ગીરધારી રે—એ રાહ. )

સમજાવું રે તોએ મનપતંગ ન માને, જાયે બળવા ઉડી પરાણે ॥ શું વારૂં રે બાઝે એ અનેક બાને, નવ સારૂં નરસું પીછાણે ॥ ટેક ॥ રે પતંગ પામર પ્રાણીરે, સુણી હીતકારક આ વાણીરે ॥ લે તત્વ તરત કાંઇ તાણીરે, અજ્ઞાનીરે ભમતો શું બેભાને ॥ જાયે૦ ॥ ૧ ॥ ભાઇ કાયારે તારી ભડ ભડ બળશે, રાખ રાખ માંહિરે મળશે ॥ એ પીડારે શી રીતે સહેવાશે, પછી પાછળ તું પસ્તાશે ॥ તે વખતે રે કરતાં ક્રોડ કલ્પાંત, નવ વળવાનું કાંઇ ભ્રાત ॥ કુવો ખોદવોરે આગ સળગતાં વાંત, શું કદીએ બને એ વાત ॥ તું પેહેલેથી જો ચેતેરે, તો ઝાળથકી રહે છેટેરે ॥ સ્વલ્પ લાલચમાં રખે લેટેરે, સંસારનીરે ઝાળનું બળ નવ જાણે ॥ જાયે૦ ॥ ૨ ॥ રંગ બેરંગીરે પાંખ આ સુંદર બળશે, તારી ચપળ ગતિ પણ ટળશે ॥ નવ સમજીશરે સગાં સંબંધી તારાં, હાથે કરી એ હોમી દેનારાં ॥ બનાવીરે ખુબ તને મસ્તાન, દેશે તારૂં પછી બળિદાન ॥ એ ઝાળમાંરે જો તું નવ સપડાય, તો તો તારી ચતુરાઇ ગણાય ॥ જા દોડી તું એક સાસેરે, તે જ્ઞાનદિપકની પાસેરે ॥ ત્યાં અદ્ભૂત શાંતિ થાશેરે, શીવપુરીએરે નવીન ઝડપ પહોંચાડે ॥ જાયે બળવા ઉડી પરાણે ॥ ૩ ॥

## પદ ૧૨ મું.

( મેરે ગમકા તરાના—એ રાહ. )

રે રે કુમતિના રાગી, જોને તું જાગી, શી દશા થશે ॥ તારૂં સર્વ છીનાવી, લેઇ પટાવી, પાપી બનાવી, ઠેલી મેલશે ॥ ટેક ॥ જો-

દમાં ઘાલી નિત્ય બનાવે, નવ નવા રાગને રંગ ॥ મોહમદિરાથી મત્ત ન જાણે, એ ધૂતારીના ઢંગ ॥ જુઠી પ્રિત જણાવી, ફંદે ફસાવી, પાપી બનાવી, ઠેલી મેલશે ॥ રે રે કુમતિના૦ ॥ ૧ ॥ જે જન વાવે ઝેરનો વેલો, આણી અતિશે વહાલ ॥ અમૃત સરખાં ફળ આંબાનાં, પામે નહી કદી કાળ ॥ વાત આવી ચાવી, મન ન ભાવી, કુમતિ ફાવી, પાપી બનાવી, ઠેલી મેલશે ॥ રે રે કુમતિના૦ ॥ ૨ ॥ રે રે ચિદાનંદ સુમતિના સ્વામી, પરઘેર પૂર્યો વાસ ॥ ગુણવંતી આ સુમતિ ગોરી, નાહક કીધી નિરાશ ॥ દયા લેશ ન આવી, બુદ્ધિ ગમાવી, સુમતિ રીસાવી, પાપી બનાવી, ઠેલી મેલશે ॥ રે રે કુમતિના૦ ॥ ૩ ॥ સુંદર મંદિરમાંહી રમે તું, કરે ન કાંઇ વિચાર ॥ ગહસ્ત્ર બેડિએ કુમતિ બાંધી, કરશે છેક લાચાર ॥ તારી દૃષ્ટિ ચુકાવી, ટેક મુકાવી, જુઠુ ભણાવી, પાપી બનાવી, ઠેલી મેલશે ॥ રે રે કુમતિના૦ ॥ ૪ ॥ સુનો મહોલ પડયો સુમતિનો, શાશ્વત સુખનુ ઠામ ॥ ચટપટ ચેતીને ચેતનજી, રંગે કરો આરામ ॥ ગાન નવિન સુણાવી, રોજ રીઝાવી, ચિંતા બુઝાવી, મોક્ષે પહોંચાડી, સુમતિ મેલશે ॥ રે રે કુમતિના૦ ॥ ૫ ॥

---

## पद १३ मुं.

( શાર્દૂલવિક્રિડિત છંદ. )

મેડી માળ મહેલ અર્થ ગજને, મૂકી જવુ એકલા ॥ સંબંધી જન સ્વાર્થ અર્થી સઘળા, અંતે રહે વેગળા ॥ વાડી ખેતર બંગલા બગી વળી, છાજે છજા ગોખડા ॥ જાગી જો નર મોહજાળ સઘળી, તૈયાર થા તોડવા ॥ ૧ ॥ કાયા જોબન કાંઇ નિશ્ચળ નહી, ભાઇ તને શું થયુ ॥ મારૂં માન્યુ મમત્વથી મન વિષે, વાયે જશે સૌ વહુ ॥ નિદ્રાને પ્રમાદમા પરવશું, તારૂં ગયું તોરમાં ॥ જાગી૦ ॥ ૨ ॥ સારૂં ઉત્તમ આ શરીર જરતે, હાયે મળ્યુ હાર માં ॥ ઓચિંતો અકળાવશે ધસમસી, માથે ફરે કાળ આ ॥ આધિ રોજ ઉપાધિ વ્યાધિ વધશે, જાજે પછી દોડવા ॥ જાગી૦ ॥ ૩ ॥ બાળી ન્યાલ થયો ભલે ભુવન તું, શચીશ માં ગેબમા ॥ આયૂ ચંચળ ચેતજે પળે પળે, છીજે તને છોડવા ॥ પુત્રાદિ પરિવાર માર સમજી, શાને પડયો મોજમાં ॥ જાગી૦ ॥ ૪ ॥ શી તારી ગતિ મંદ આ શિથિળતા, મારી ગઇ છે મતિ ॥ ધાર્યું ધૂળ થશે ગહી પલકમાં, શક્તિ કરોને છતી ॥ પારાધિ

કદી આવીને પકડશે, સંતાય ક્યાં સોડમાં ॥ જાગી૦ ॥ ૫ ॥ ગાઢે બં
ધન પાસમાં ફસી પડ્યા, ઉપાય શોધી કરો ॥ છૂટો છૂટી શકાય જો
કળબળે, છૂટે થકી છૂટકો ॥ બાજી છે હજી હાથ ઉઠ મૂરખા, ખામી
પડી ખોળવા ॥ જાગી૦ ॥ ૬ ॥ મહાની અભિમાની માનિ અમથી,
વાહ્યા જશે વાજમાં ॥ બહાદુરી બજવાય તો શીદ રહે, આ આળ
પંપાળમાં ॥ હાથે સૌ હથિયાર હામ ધરીને, ઘૂમો અરિ ફોજમાં ॥
જાગી૦ ॥ ૭ ॥ જાયાને જનની પ્રિયાજનક સૌ, માયા રચી માનવી ॥
તત્વે તંત નહીંજ તુત સઘળું, રે ચેતજે માનવી ॥ દેખાય ભપકો
બધો ઉપરતો, છે છારના છોડવા ॥ જાગી૦ ॥ ૮ ॥

## પદ ૧૪ મું.

( દોહરા. )

નિરોગી કાયાનકાં, કલેશી કુલટા નાર ॥ જાયા માયા સુત ન-
હિં, આ સંસાર અસાર ॥ ૧ ॥ જર જોરૂ ઘર સાંપડે, હોય પુત્ર
નાદાર ॥ સુખ મલે નહીં સ્વપ્નમાં ॥ આ૦ ॥ ૨ ॥ રિદ્ધિ સિદ્ધિ મે-
ળવી, પુત્ર ન તે દુઃખકાર ॥ સુખ સઘળું ક્યાંથી મળે ॥ આ૦ ॥ ૩
॥ દરિદ્રીને બહુ સંતતિ, તે પણ અતિ દુઃખકાર ॥ સંપ હોય નહિં
સ્વજનમાં ॥ આ૦ ॥ ૪ ॥ કુળ ખંપણ સંતતિ થયે, ચિંતાનો નહિ
પાર ॥ ઝુરી ઝુરીને મરે ॥ આ૦ ॥ ૫ ॥ તરૂ નવપલ્લવ પર મળે, પ
ક્ષી વિવિધ પ્રકાર ॥ દવ બળતો દેખી ખસે ॥ આ૦ ॥ ૬ ॥ તેમ સ્વ
જન હેજે મળે, ચડતીમાં ખાનાર ॥ પડતીમાં પલાયન કરે ॥ આ૦
॥ ૭ ॥ પાપ કરીને મેળવ્યું, ખાઇ જશે ખાનાર ॥ સાથે પડશે તાહરે
॥ આ૦ ॥ ૮ ॥ પરભવ જાતા જીવને, કોઇ ન આવે લાર ॥ મમત્વ
કરો નહિં માનવી ॥ આ૦ ॥ ૯ ॥ યોગ્ય સામગ્રી સૌ મળી, ધર્મ ક-
રો સુખકાર ॥ નહિં તો પસ્તાવો થશે ॥ આ૦ ॥ ૧૦ ॥ દેવગુરૂને ધ-
ર્મને, ઓળખજો આ વાર ॥ ત્રણ તત્વ સાધો સુખે ॥ આ૦ ॥ ૧૧ ॥
સ્વજન સંબંધી સ્વાર્થી, ધર્મ સખાઇ ધાર ॥ આ ભવ પરભવ જી-
વને ॥ આ૦ ॥ ૧૨ ॥ ચૌદિશ દવ લાગી રહ્યો, નિકળશે જો સાર ॥
આગળ કામે લાગશે ॥ આ૦ ॥ ૧૩ ॥ દવ બળતો દેખી કરી, ગભ
રાવું નહિં યાર ॥ સાર વસ્તુ સંભાળવી ॥ આ૦ ॥ ૧૪ ॥ આત્મ
વીર્ય ઉલ્લાસથી, કમર કસો હુશ્યાર ॥ ઝવેર અવસર ચૂકશો ॥આ૦॥૧૫

## પદ ૧૫ મું.

( ફરી કપટનું આવું કામરે—એ રાગ. )

પ્રાણી મોહનિ નિંદથી જાગરે, ઊંઘ તને કેમ આવે, કાળ રહ્યો તપાસિને લાગરે ॥ ઊંઘ૦ ॥ જોને લોકો લખેમરી લાખરે, ઊંઘ૦ થયા મશાણભોમિમાં રાખરે ॥ ઊંઘ૦ ॥ ૧ ॥ કેવા હતા દેવાશી દાતારરે, ઊંઘ૦ ગયા તેના નથી સમાચારરે ॥ ઊંઘ૦ ॥ હાથી હોદ્દાએ શોભતા અનુપરે, ઊંઘ૦ એવા ચાલી ગયા મ્હોટા ભુપરે ॥ ઊંઘ૦ ॥ ૨ ॥ નથી આવરદાનો નિરધારરે, ઊંઘ૦ જાવું બપોર આજ કે સવારરે ॥ ઊંઘ૦ ॥ સ્વપ્ન જેવો આતો સસારરે, ઊંઘ૦ ચાલ્યા જન્તુ મેલી ઘરબારરે ॥ ઊંઘ૦ ॥ ૩ ॥ નથી સાભળતો શ્રવણે શાસ્ત્રરે, ઊંઘ૦ વૃથા જન્મ ગુમાવે કુપાત્રરે ॥ ઊંઘ૦ ॥ નથી કરતો સાધુજીથી પ્રિતરે, ઊંઘ૦ નથી નિતિયોની રાખી રૂડી રીતરે ॥ ઊંઘ૦ ॥ ૪ ॥ માન મેલીને ભજ ભગવાનરે, ઊંઘ૦ એક દીને જવુ સમશાનરે ॥ ઊંઘ૦ ॥ જરા આંખ્ય ઉગાડીને ભાળ્યરે, ઊંઘ૦ પાણી પેલી પ્રાણી બાંધ પાળરે ॥ ઊંઘ૦ ॥ ૫ ॥ હજી ચેતો તો કાઇક છે ઠીકરે, ઊંઘ૦ ન કો મર્ણ આવે મરણ નજીકરે ॥ ઊંઘ૦ ॥ છળ ચાળા ને ખટપટ છોડ રે, ઊંઘ૦ પ્રભુ મ ઘાથે દ્રઢ પ્રિતી જોડરે ॥ ઊંઘ૦ ॥ ૬ ॥ ગયો વખત ફરી ન મળશેરે, ઊંઘ૦ પછી પસ્તાયે તે શું વળગેરે ॥ ઊંઘ૦ ॥ કેવળમુનિ કહે છે તુજ માટેરે, ઊંઘ૦ ચિંદ રત્ન વેચે છે કોડિ સાટેરે ॥ ઊંઘ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## પદ ૧૬ મું,

( ફરી કપટનુ આવુ કામરે—એ રાગ. )

જીવ જવુ છે આજ કે કાલરે, સાથે કાઇ નહિ આવે ॥ ભલો થઇને તારૂં તુ સભાળરે ॥ સાથે૦ ॥ ભલે વા'લો તુ સહુને અપારરે, સાથે૦ તારે માટે નથી મરનારરે ॥ સાથે૦ ॥ ૧ ॥ ઘણા જનનો તુ પાલણહારરે, સાથે૦ બનિશ એકલો બનિને છારરે ॥ સાથે૦ ॥ ભલે ભુષણ પહેરે અપારરે, સાથે૦ ભલે પુછાતો તું દરબારરે ॥ સાથે૦ ॥ ૨ ॥ ઘણો દેખાડે વૃથા પ્યારરે, સાથે૦ જતાં કરીને લાબો જુહાર રે ॥ સાથે૦ ॥ કોરાટ મોહેઠે દેખી રૂડી નારરે, સાથે૦ તુને જાતાં તે જમને દ્વારરે ॥ સાથે૦ ॥ ૩ ॥ ભલે દોસાલો ઓઢે તું અગરે, સાથે૦ ભલે પોઢે તુ છત્ર પલંગરે ॥ સાથે૦ ॥ ભલે છત્ર ઢળાવે શીરરે,

સાથે૦ ભલે ખમા પોકારે ચોદીસરે ॥ સાથે૦ ॥ ૪ ॥ ભલે બેશીને ચાલ સુખપાલરે, સાથે૦ ભલે રંડીયોથી મોજ માણે વ્હાલરે ॥ સાથે૦ ॥ ભલે ચામર ઢળાવે દો પાસરે, સાથે૦ અંતે લાકડામાં લેતા વાસરે ॥ સાથે૦ ॥ ૫ ॥ ઓચિંતાનું જવું થશે ચાલરે, સાથે૦ તારાં રોતાં ૨ ખડશે બાળરે ॥ સાથે૦ ॥ મોટા સાથે તારી પહીચાનરે, સાથે૦ સૌને તજીને જાતા મશાણરે ॥ સાથે૦ ॥ ૬ ॥ તું તો માણે છે નિત્ય નવિ મોજરે, સાથે૦ પણ જાવું છે પરભવ ખોજરે ॥ સાથે૦ ॥ ભલે જમો મેવા કે પકવાનરે, સાથે૦ કેવળમુનિનું કેણ સાચું માનરે ॥ સાથે૦ ॥૭

## પદ ૧૭ મું.

( કરી કપટનું આવું કામરે—એ રાગ.

સુરખ સમજે નહિ તું કેમરે, મોહની દુર કરને ॥ તે તો બાંધ્યો પ્રેમદામાં પ્રેમરે ॥ મોહની૦ ॥ જીવ જાવું છે એકલું કાલરે, મોહની૦ પછી રોશે તે સગાં સહુ બાળરે ॥ મોહની૦ ॥ ૧॥ પ્રીતિ કીધી સગાંની સાથરે, મોહની૦ તેં તો ગ્રહી છે પાપની બાથરે ॥ મોહની૦ ॥ ધન મેળવી કહેવાણા શેઠરે, મોહની૦ તેતો પેઠા પાતાળમાં હેઠરે ॥મોહની૦ ॥ ૨ ॥ તેં તો યુદ્ધ કરી મેળવ્યું રાજરે, મોહની૦ તેથી લીધું તેં સાતમીનું રાજરે ॥ મોહની૦ ॥ અહોરાત રહ્યો સ્ત્રિની પાસરે, મોહની૦ સાધુ દેખીને પામતો તું ત્રાસરે ॥ મોહની૦ ॥ ૩ ॥ કુટિલ જનોનો કીધો તેં સંગરે, મોહની૦ વળિ રાચ્યો મિથ્યાત્વના સંગરે ॥મોહની૦ ॥ મોજ સોખ કરી કાઢ તું રાતરે, મોહની૦ એતો પડે છે કાળના હાથરે ॥ મોહની૦ ॥ ૪ ॥ વાદ વદવામાં રહ્યો અચૂકરે, મોહની૦ પર ધન લેતાં ન પડે ચૂકરે ॥ મોહની૦ ॥ સ્ત્રી દેખીને ઉર પામ્યો મોદરે, મોહની૦ તેથી વધાર્યા ભવના ઓધરે ॥ મોહની૦ ॥ ૫ ॥ તને લાગ્યાં છે કામનાં બાણરે, મોહની૦ તેથી સુખડામાં વિષયની વાણરે ॥ મોહની૦ ॥ વાં'લો કર્યો છે ખળનો સંગરે, મોહની૦ તેથી થયું વક્ર તુજ અંગરે ॥ મોહની૦ ॥ ૬ ॥ મોહ છોડીને કર તું ધર્મ રે, મોહની૦ તેથી ટળશે તે તારાં કર્મ રે ॥ મોહની૦ ॥ આત્મરસનું કર તું પાનરે, મોહની૦ મુનિ હર્ષનું વાક્ય આ માનરે ॥ મોહની૦ ॥ ૭ ॥

## પદ ૧૮ મું.

( કરી કપટનું આવું કામરે—એ રાગ. )

તું તો કરને ધરમનું કામરે, આગળ સુખ પડશે ॥ જો ભીડીશ

પાપમા હાસરે, પાછળ દુઃખ નડશે ॥ ધરે જીનેશ્વરતુ નિત્ય ધ્યાનરે, આગળ૦ જો રાખીશ મનમાં માનરે ॥ પાછળ૦ ॥ ૧ ॥ રૂડી નિતિયો જો રાખીશ પાસતો, આગળ૦ ઘણા લોકોને આપીશ ત્રાસતો ॥ પા- છળ૦ ॥ ભલા માધુજીતુ માનીશ કેણ તો, આગળ૦ વૃથા વદીશ મુ- ખથિ જો વેણતો ॥ પાછળ૦ ॥ ૨ ॥ ખગે સાત વ્યસન કરે દુર તો, આગળ૦ જો લઇશ એકે હજુર તો ॥ પાછળ૦ ॥ ઘડી બેશીને પ્રભુ સંભાળતો, આગળ૦ ॥ જો મટીશ દીલનો દયાળ તો ॥ પાછળ૦ ॥૩ ॥ ગરીબ પ્રાણિની અનુકંપા લાવ તો, આગળ૦ નહિ કરે અનાથનો બચાવ તો ॥ પાછળ૦ ॥ જીવ પોતાનો જાણ એમ પર તો, આગળ૦ વીર વચન કાને ન ધરે તો ॥ પાછળ૦ ॥ ૪ ॥ કર પાત્ર પુરૂષને દાન તો, આગળ૦ ગળાસુધી આરોગીશ ધાન તો ॥ પાછળ૦ ॥ નામ્ય મ- હાત્માને ચરણે શીશ તો, આગળ૦ જો કરીશ દેખીને રીસ તો ॥ પા- છળ૦ ॥ ૫ ॥ સુખ દુખ વેઠીશ સમભાવ તો, આગળ૦ કોઇને પિ- ડીશ રાખીને દાવ તો ॥ પાછળ૦ ॥ અથિર આયુ જાણી ચિત્ત ચેત તો, આગળ૦ હેત જાણિ કરિશ કહેત તો ॥ પાછળ૦ ॥ ૬ ॥ સહુ સાથે રાખીશ જો મપ તો, આગળ૦ જો ભુલીશ વિનયની ફૅમ તો ॥ પા- છળ૦ ॥ મુનિ કેવળતુ કેણ સાચુ' માન તો, આગળ૦ હજી નહિ ત- જે તોફાન તો ॥ પાછળ દુખ નડશે ॥ ૭ ॥ ઇતિ ॥

## પદ ૧૯ મું.

તે પ્રભુને વિસાર્યોરે, જીવડલાપાપી ॥ સુપ્ને પણ ન સંભા- ર્યોરે જીવડલાપાપી ॥ મનુષ્ય જન્મ ધરીને, ન સુકીત કાંઇ કીધુ ॥ દુખડુ તે' ખેંચી લીધુ' રે ॥ જીવડલા૦ ॥ ૧ ॥ દીન રાત ધનને માટે, તુ જીહા તીહા જૈ પેઠો ॥ ન પગવાળિને બેઠો રે ॥ જીવડલા૦ ॥ ૨॥ પરદારાઓ દેખિને, લબાડ તુ લલચાયો ॥ વળી તેં મોહ મચાયો રે ॥ જીવડલા૦ ॥ ૩ ॥ ન ઇજત સામુ' જોયું, તેં બાપ કે દાદાની ॥ કરાવી ફજેતી માની રે ॥ જીવડલા૦ ॥ ૪ ॥ જો પુરવભવના પુન્યે, મનુષ્યદેહ મળિયો ॥ કેમ થૈને બેઠો ગળિયો રે ॥ જીવડલા૦ ॥ ૫ ॥ ન માધુ કેગ ચરણે, મસ્તક નામ્યુ' જૈને ॥ રથી અહ'પદ લેનેરે ॥ જી વડલા૦ ॥ ૬ ॥ નાણું' આ સાચુ' મેલી, જુઠામા મનડુ મોહ્યુ ॥ લૈ રેતીને મુખ ધોયુ' રે ॥ જીવડલા૦ ॥ ૭ ॥ આપડયુ છે આજે, ચિંતા મણી આ માચુ ॥ મીઠ મનને રાખે ટાંચુ રે ॥ જીવડલા૦ ॥ ૮ ॥

ફરી ન મળશે આવો, જોગ તુજને જોતો ॥ નહિ માને તોં રહિશ રોતો રે ॥ જીવડલા૦ ॥ ૯ ॥ આગળ તારૂં જીવડા, કોઇ નથી ત્યાં બેલી ॥ સીદ પુનને મેલે ઠેલી રે ॥ જીવડલા૦ ॥ ૧૦ ॥ પાણીના પરપોટા, જેવી છે કાયા તારી ॥ એ શું ન જુવે વિચારી રે ॥ જીવડલા૦ ॥ ૧૧ ॥ પાળિ પાણી પ્હેલી, બાંધીશ તો બંધાશે ॥ નહીંતો પસ્તાવો થાશે રે ॥ જીવડલા૦ ॥ ૧૨ ॥ જાવું છે તેતો સાચું, શા ઉપર મોજ માણે ॥ ઠરવું છે જૈ મશાણે રે ॥ જીવડલા૦ ॥ ૧૩ ॥ કેવળ મુનિ તારે, માટે આ વાણી કે'છે ॥ શ્યામાટે અવળો રે'છેરે ॥જીવ૦॥૧૪॥

## પદ ૨૦ મું.

( ધીરાનો રાગ. )

જાણ તું જાવું છે રે, નથી રે રહેવું આ દુનિઆમાં ॥ પાછળ થશે પસ્તાવું રે, ગયા ન દીઠા સુપનીઆમાં ॥ જાણ૦ ॥ ૧ ॥ જેમ કુશાગ્રે પાણીનો બિંદુ, ટકે ન ઝાઝી વાર ॥ આવખું તારૂં એમ અથીર છે, થા ધર્મ વિષે હુંશિયાર ॥ હીંમત મન રાખો રે, હારવું ન આ દુનિઆમાં ॥ જાણ૦ ॥ ૨ ॥ મગરૂરીમાં માનવી તું, કહે છે મારૂં મારૂં ॥ અંતરજ્ઞાન વિચારતાં, ભાઇ ! કોણ જગતમાં તારૂં ॥ સહુ એ સુખમાં બેલી રે, છેદે તો થશે દુ:ખનીઆમાં ॥ જાણ૦ ॥૩ ॥ જે નર હસ્તીને ખંધે ચડીને, ઢળાવતા ચામર છત્ર ॥ આજ્ઞાઅંગિત એ ઉભા હતા, અનુચરે પણ તત્ર ॥ એવાના નથી પત્તા રે, ગયા શોખ તજી આ દુનિઆમાં ॥ જાણ૦ ॥ ૪ ॥ રાજા રાવણ સરીખા કોટિ, ગયા જુઓ ભુપાળ ॥ અમર તો થૈ કોઇ ન રહ્યા, તું તારૂં સંભાળ ॥ કેવળમુનિ કહે છે રે, વિચાર વીરા જોબનીયામાં ॥ જાણ૦ ॥ ૫ ॥

## પદ ૨૧ મું.

જોને વિચારી એવું રે, આ સ્વપ્ના જેવું તન તારૂં ॥ ગણ ભલે કાંચન જેવું રે, પણ અંતે તો રાખ થનારૂં ॥ જોને૦ ॥ ૧ ॥ શનતકુમાર ચક્રી વળી જુઓ, છ ખંડનો પ્રતિપાળ ॥ રૂપ અનુપમ તેના દેહનું, ક્ષણમાં થયું વીશરાલ ॥ શું અભિમાન મન રાખો રે, દેહીનું તેજ જનારૂં ॥ જોને૦ ॥ ૨ ॥ રાંક જેમ સુપનાની માંહી, પામ્યો રાજ વીલાસ ॥ વૈભવ દીઠા પણ ન વિલશ્યા, જાગીને થયો ઉદાશ ॥ એવું સુખ આ ભાસે રે, અંતેતો જુઠું છેજ વારૂં ॥ જોને૦॥

૩ ॥ સેજતળાઇમાં રોજ પોઢતા, મસુરીઆં ધરી ગાલ ॥ દિન રાત જરી ન જાણતા, તેને પણ લઇ ગયો કાળ ॥ અચાનક એકલું જાવું રે, નથી સાથે કોઇ થનારૂં ॥ જોને૦ ॥ ૪ ॥ ધન કણ કંચન અને કામનિ, રંચ ન આવે સાથ ॥ સમશાનભુમિમાં સુકા કાષ્ટે, બળશો થઇ અનાથ ॥ કેવળમુનિ કહે છે રે, ચેતે તો ઠીક થનારૂં ॥જોને૦॥૫॥

## પદ ૨૨ મું.

આ તન છે રંગ પતંગી રે, તેની શી ધરવી માયા ॥ ક્ષણમાં થશે બેરંગી રે, જેશી બાદળકી છાંયા ॥ આ તન૦ ॥ ૧ ॥ જાયા સેતો જરૂર જાશે, નથી અખંડ રહેવાના ॥ વૃદ્ધ જુવાન ને નાના મોટા, સઉએ અવધે જવાના ॥ વિચારો મન એવુ રે, કોન અમર હોકે આયા ॥ આ તન૦ ॥ ૨ ॥ તારા દેખતા તો કઇ ગયા ચાલી, તારે જાવુ એ વાટ ॥ શ્યાને મન કરતો નથી અલ્યા, મરી જવાના ઉચાટ ॥ અરે ગુમાની ઘેલા રે, છોડી દે મમતાને માયા ॥ આ તન૦ ॥ ૩ ॥ કાયા તારી આ દીસે જાજરી, જેવો કાચનો કૂપ ॥ વિણસી જાતાં વાર નહી લાગે, તેમ એ રૂપ કુરૂપ ॥ એમાં તું શું ગચે રે, જૂઠી છે સઘળી માયા ॥ આ તન૦ ॥ ૪ ॥ માટીથી મંદિર ચણી ચણી, પાયો નાંખ્યો મજબૂત ॥ આયુષ પાયો અથીર છે તારો, તે ન વિચારે તું ભૂત ॥ કેવળમુનિ કે છે રે, ભિંત કાચી તેમ કાચી માયા ॥ આ તન૦ ॥ ૫ ॥

## પદ ૨૩ મું.

અરે સમજ મન ભાઇ રે, કહ્યુ માનીને આ માહરૂં ॥ જાશે જીવ કરી જુદાઇરે, પછી તો થાશે અંધારૂં ॥ અરે૦ ॥ ૧ ॥ ક્રોડપતિ નગરશેઠ થઇને, કાઢયું દુનિઆમાં નામ ॥ પણ પ્રભુ ભજ્યા વિના તો જાણો, અંતે એ નામ કુનામ ॥ એવુ વિચાર મારા વિરારે, પ્રભુ વિના નથી કોઇ તારૂં ॥ અરે૦ ॥ ૨ ॥ દશ ગયા તેમ વિસ ગયાને, તેમજ ગયા પચાસ ॥ સાઠ સિત્તેર એંસી નેવું ગયો, રહિ ગઇ તોય કચાસ ॥ કામ ન પુરૂં કીધુ રે, રહ્યુ અધુરૂં ઘણું તારૂં ॥ અરે૦ ॥ ૩ ॥ કાળરૂપ જો આવશે તેડું, નહિ માત પિતાનુ જોર ॥ બળિયો થઇને લઇ જાશે તને, સુંદરિ કરતે સોર ॥ અગ્નિમાં હોમી દેશે રે, બળિ છાર થશે તન તારૂં ॥ અરે૦ ॥ ૪ ॥ કાષ્ટસમ બળશે તુજ કાયા, ઘાસસમ બળશે કેશ ॥ એવું દુખ તું દેખે સમશાન ॥ તોય ન

સમજયો લેશ ॥ કેવળમુનિ કેછે રે, હજુ સમજે તો ઘણુંય સારૂં ॥ અરે સમજ મન ભાઇરે, કહ્યું માનીને આ મારૂં ॥ ૫ ॥

## પદ ૭૪ મું.

( કુબજાશું તપ કીધું રે, ઓધવજી એવું—એ રાગ. )

કરને વિચાર એવો રે, ઓ પ્રાણિ તુંતો ॥ કરને વિચાર એવો રે ॥ ટેક ॥ જોને દ્વારીકાં સનુરી, હતી જેવી સ્વર્ગપુરી ॥ દશા થઇ તેની બુરીરે ॥ ઓ૦ ॥ ૧ ॥ વળી લંકાનો ભૂપાળ, હતો છયલ છોગાળ ॥ સુમિત્રાનંદે આણ્યો કાળ રે ॥ ઓ૦ ॥ ૨ ॥ કીચક જો દુરાચારી; ઇચ્છતો દ્રુપતિ નારી ॥ કુટો કીધો ભીમે મારી રે ॥ ઓ૦ ॥૩ ॥ અમરકંકાનો રાજા, દ્રુપતિ સતીને કાજા ॥ કૃષ્ણે લોપી તસ માજારે ॥ ઓ૦ ॥ ૪ ॥ એવા મોટા મોટા કેઇ, કાળ ગયો તેને લેઇ ॥ આલોચ એ ચિત્ત દેઇ રે ॥ ઓ૦ ॥ ૫ ॥ એમ આ અથીર બાજી, એમાં શું તું થાય રાજી ॥ રહ્યો શીર કાળ ગાજી રે ॥ ઓ૦ ॥ ૬ ॥ જો તું નજરે નિહાળી, કેટલાક ગયા ચાલી ॥ થઇ ગયાં ધામ ખાલી રે ॥ ઓ૦ ॥ ૭ ॥ તારી હેડીના ને મોટા, વૃદ્ધ ને જુવાન છોટા ॥ ગયા એવા કંઇક જોટા રે ॥ ઓ૦ ॥ ૮ ॥ જાવું એ અચુક જાણે, નથી રે'વું આને ઠાણે ॥ શા ઉપર મોજ માણે રે ॥ ઓ૦ ॥ ૯ ॥ જાવું છે એકલા હોઇ, સાથે નહીં આવે કોઇ ॥ રે'શે અંતે સગાં રોઇ રે ॥ ઓ૦ ॥ ૧૦ ॥ નથી લલના એ તારી, સ્વારથની છે તે પ્યારી ॥ અંતે અળગી થનારી રે ॥ ઓ૦ ॥ ૧૧ ॥ જાવું છે પરાએ ગામ, ત્યાં નથી સંગાનું ધામ ॥ કરને વિચાર આમ રે ॥ ઓ૦ ॥ ૧૨ ॥ જ્યાંસુધી શરીરે શક્તિ, કરી લે પ્રભુની ભક્તિ ॥ તેથી છે શિવપુર લક્તિ રે ॥ ઓ૦ ॥ ૧૩ ॥ વળી કર દયાનું કામ, ઉર વિષે રાખી હામ ॥ રટ એક પ્રભુનું નામ રે ॥ ઓ૦ ॥ ૧૪ ॥ પીંપળાના પાન જેવું, આવખું અથીર એવું ॥ વળી વારી તરંગ જેવું રે ॥ ઓ૦ ॥ ૧૫ ॥ ડાભ અગ્રે પાણી જેમ, યોવન આ દીસે તેમ ॥ વિચાર ન ઉર કેમ રે ॥ ઓ૦ ॥ ૧૬ ॥ નભ તળે જો વિચાર, વિજળીનો ચમત્કાર ॥ એવું તારૂં આયુ ધાર રે ॥ ઓ૦ ॥ ૧૭ ॥ એમ સૌ અથીર જાણી, પ્રભુ ભજો પ્રેમ આણી ॥ નથી પછી દુઃખ ખાણી રે ॥ ઓ૦ ॥ ૧૮ ॥ પુજ રૂગનાથજી પ્રતાપે, મુનિ કેવળચંદ આપે ॥ કહ્યું એ પુરણ માપે રે ॥ ઓ૦ ॥ ૧૯ ॥ ઇતિ ॥

## પદ ૧૫ મું.

( કુબજાશું તપ કીધું રે, ઓધવજી એવું—એ રાગ. )

સમજ સમજ પ્રાણી રે, તું દિલવિષે, સમજ સમજ પ્રાણી રે ॥ ટેક ॥ પુરવે પુનાઇ તારી, કીધેલી ભાઇ તેં ભારી ॥ જેથી થયો ભોગદારી રે, તું દિલવિષે ॥ સમજ૦ ॥ ૧ ॥ મનુષ્ય અવતાર પામી, સેવી લે અંતરજામી ॥ વેળા શું કાઢે નકામી રે, તું દિલવિષે ॥ સમજ૦ ॥ ૨ ॥ રૂડો જૈનધર્મ મિત્ર, પામ્યો તું પુરણ પવિત્ર ॥ કર સરધા જેવી રીત રે, તું દિલવિષે ॥ સમજ૦ ॥ ૩ ॥ પંચપરમેષ્ટિ જે દેવા, અન્ય નથી કોઇ એવા ॥ સમરથ તારણ તેવા રે, તું દિલવિષે ॥ સમજ૦ ॥ ૪ ॥ મનુષ્ય તું શાથી હુવો, તે ભેદ તપાસી જુવો ॥ ખાલી શું આ વેળા ખુવો રે, તુ દિલવિષે ॥ સમજ૦ ॥ ૫ ॥ જનમ્યો હતો જે વારે, સાથે નો'તું કોઇ તારે ॥ એકલા જાવું એ વારે રે, તુ દિલવિષે ॥ સમજ૦ ॥ ૬ ॥ શું તું દેખી લલચાયો, ફોગટ ફુલેફુલાયો ॥ અંતકાલે કોઇ નાવ્યો રે, તું દિલવિષે ॥ સમજ૦ ॥૭ ॥ છળભેદ કરી આપ, પુરણ સંચ્યાં તે પાપ ॥ તેનો તુંને થાશે તાપ રે, તું દિલવિષે ॥ સમજ૦ ॥ ૮ ॥ જઇશ જ્યારે જમ દ્વારે, અણમાપ્યો માર મારે ॥ કોણ ત્યાં આવી ઉગારે રે, તું દિલવિષે ॥ સમજ૦ ॥ ૯ ॥ ભંડાર ભરી મકલાણો, મન વિષે તે ન જાણ્યો ॥ સાથે નહી આવે દાણો રે, તુ દિલવિષે ॥ સમજ૦ ॥ ૧૦ ॥ મોટા જોને કઇ શ્રીમતો, ગયા હોશે કઇ ગત્તો ॥ હજી નથી તેનો પત્તો રે, તુ દિલવિષે ॥ સમજ૦ ॥ ૧૧ ॥ ખાતા પીતા બેશી ભેગા, જાવું આવવુ પણ ભેગા ॥ એવા તુંથી થયા એગા રે, તું દિલવિષે ॥ સમજ૦ ॥ ૧૨ ॥ જોને નજરે વિચાર, કંઇક ગયા નર નાર ॥ આ બાંધ્યાં રહ્યાં ઘરબાર રે, તુ દિલવિષે ॥ સમજ૦ ॥ ૧૩ ॥ સૂર ને અસૂર તેવા, હરી હલદ ચક્રી જેવા ॥ અચલ ન રહ્યા એવા રે, તું દિલવિષે ॥ સમજ૦ ॥ ૧૪ ॥ મોટા મુનિવર સુપાત્ર, ગયા તિરથના યાત્ર ॥ તો મનુષ્ય કોણ માત્ર રે, તુ દિલવિષે ॥ સમજ૦ ॥ ૧૫ ॥ એમ જાણી તુ જરૂર, ગ્રહ્ય ઇચ્છા ધર્મ ઉર ॥ કરને કુકર્મ દુર રે, તુ દિલવિષે ॥ સમજ૦ ॥ ૧૬ ॥ પ્રભુના ચરણે તામ, સમરચો આતમ રામ ॥ અખંડ રાખ્યુ તેણે નામ રે, તુ દિલવિષે ॥ સમજ૦ ॥ ૧૭ ॥ બાકી તો છે ખોટી માયા, રૂડું કર્યું તે કમાયા ॥ બીજા તો ફોગટ ફુલાયા

રે, તું દિલવિષે ॥ સમજ૦ ॥ ૧૮ ॥ રાચો ન ફોગટ ફંદે, સૂકૃત ક-રો મન આણંદે ॥ કથ્યું એમ કેવળચંદે રે, તું દિલવિષે ॥સમજ૦॥૧૯

## પદ ૬૬ મું.

(દોહરા.)

કરવા કૂડ પ્રપંચને, ફોગટ ફટ ફટ પાપ ॥ જન જોબન ને ધ-નધરા, જાશે થશે વિલાપ ॥ ૧ ॥ વિષમ કંટક વિશ્વ છે, સગા સ્વાર-થિ સર્વ ॥ ચંચળ ચપળા ચપળ છે, શાને કરવો ગર્વ ॥ ૨ ॥

(ગીતિ.)

કપટ ઝપટ તરછોડી, ટફ ટફ તજ ભજ ભલા તું વૈરાગી ॥
ખટપટ ઝટપટ છોડી, તન મન ધનથી સમર સમર ત્યાગી ॥૧॥

(દોહરા.)

કેક ગયાને જાય છે, જશે થશે બેહાલ ॥ સુકૃત સાથે આવશે, કોણે દીઠી કાલ ॥ ૧ ॥ ઠાઠ માઠ ઠાલો સહુ, દિપક ઝાક ઝમાલ ॥ તે પણ બુઝાઇ જશે, કોણે દીઠી કાલ ॥ ૨ ॥ પંખી ટોળું વૃક્ષપર, હ-ળી મળ્યું છે હાલ ॥ પ્રાતઃમાં ઉડી જશે, કોણે દીઠી કાલ ॥ ૩ ॥ પુ-ષ્પ સુગંધીથી બની, અનુપમ ફુલની માળ ॥ પણ તેતો કરમૈ જશે, કોણે દીઠી કાલ ॥ ૪ ॥ જાયું તેતો જાય છે, સૌના એજ હવાલ ॥ માન કહ્યું રે માનવી, કોણે દીઠી કાલ ॥ ૫ ॥

ઇતિ શ્રી હિતોપદેશ પદો

સમાપ્ત.

# સજ્ઝાયોનો સમુદાય.

## रात्रिभोजननी सज्झाय.

પુન્ય સંજોગે નરભવ લાધ્યો, સાધો આતમ કાજ ॥ વિખયારસ જાણો વિખ સરીખો, ઇમ ભાખે જિનરાજરે ॥ પ્રાણી રાત્રીભોજન વારો ॥ આગમ વાણી સાચી જાણી, સમકિત ગુણ સહી નાણીરે ॥ પ્રાણી૦ ॥ આંકણી ॥ અભક્ષ બાવીશમાં રયણી ભોજન, દોખ કહ્યા પરધાન ॥ તેણે કારણ રાત્રે મત જીમો, જો હુવે હઇડે સાનરે ॥ પ્રાણી૦ ॥ ૧ ॥ દાન સ્નાન આયુધ ને ભોજન, એટલા રાત્રે ન કીજે ॥ એ કર્તવ્ય સુરજની સાખે, નિત વચન સમજીજેરે ॥ પ્રા૦ ॥ ૨ ॥ ઉત્તમ પશુ પંખી પણ રાત્રે, ટાળે ભોજન ટાણો ॥ તુમે તો માનવી નામ ધરાવો, કીમ સંતોષ ન આણોરે ॥ પ્રા૦ ॥ ૩ ॥ માંખી જુ કીડી કોલીઆવડો, ભોજનમાં જો આવે ॥ કોઢ જલોદર વમન વીકલતા, એહવા રોગ ઉપાવેરે ॥ પ્રા૦ ॥ ૪ ॥ છન્નુંભવ જીવહત્યા કરતા, પાતીક જેહ ઉપાયો ॥ એક તળાવ ફોડતાં તેટલો, દોખણ સુગુરૂ બતાયોરે ॥ પ્રા૦ ॥ ૫ ॥ એકોતર ભવ સર ફોડયા સમ, એક દવ દેતાં પાપ ॥ અઠોતર ભવ દવ દિધા જીમ, એક કુંવણજ સંતાપરે ॥ પ્રા૦ ॥ ૬ ॥ એકસોને ચુવાલીસ ભવ લગે, કુવણજના જે દોખ ॥ કુડો એક કલંક દિયતાં, તેહવો પાપનો પોખરે ॥ પ્રા૦ ॥ ૭ ॥ એકસો એકાવન ભવ લગે દીધા, કુડાં કલંક અપાર ॥ એકવાર શિલ ખંડયા જેહવો, અનરથના વિસ્તારરે ॥ પ્રા૦ ॥ ૮ ॥ એકસો નવાણુ ભવ લગે. ખંડ્યાં, શિલ વિખય સંબંધ ॥ એક રાત્રીભોજને તેહવો, કર્મ નિકાચિત બંધરે ॥ પ્રા૦ ॥ ૯ ॥ રાત્રીભોજન દોખ ઘણા છે, સ્યો કહીએ વિસ્તાર ॥ કેવળી કહેતાં પાર ન પાવે, પુરવ કોડી મઝારરે ॥ પ્રા૦ ॥ ૧૦ ॥ રાત્રે નિત ચોવીહાર કરીને, શુભ પરિણામ ધરીજે ॥ માસ માસે પાસ ખમણનો, લાભ ઇસીપરે લીજેરે ॥ પ્રા૦ ॥ ૧૧ ॥ મુનિ વસતાની એ સિખામણ, જે પાળે નર નારી ॥ સુરનર સુખ વીલસીને તે હવે, મોક્ષતણા અધિકારીરે ॥ પ્રાણી૦ ॥ ૧૨ ॥

## સપ્ત વ્યસનની સજ્ઝાય.

(લાવણી.)

સુન સપ્ત વ્યસનકા સ્વરૂપ ન્યારા ન્યારા, ઇનકે બીન ત્યાગે નહીં હોગા નિસ્તારા ॥ એહ જુઆ સબ વ્યસનોમેં મહા અન્યાઇ, ઇસકા હે ખેલ ઇસ પરભવમેં દુઃખદાઇ ॥ રાજા દંડ દે કાહડ માત પિત ભાઇ, જુઆરીકી કોઇ કર શક્તા નહીં સહાઇ ॥ ઇસ વ્યસનો રાજ, પાંડોને લહા દુઃખ ભારી ॥ ઇનકે૦ ॥ ૧ ॥ એ માંસ ભક્ષ અતિ નીંદ, ભવ્ય જીવ જાનો ॥ એક કનમેં અનંતા જીવ, જીનેંદ્ર બખાને ॥ નીર દઇ હત્યાકી, હત જીવહત્યાનો ॥ કુકર બાઇસ ગીધ, ચીલ દુષ્ટકો ખાનો ॥ ધ્રંક હે જિનકે મતમેં, યહ લીન ઉચારા ॥ ઇનકે૦ ॥ ૨ ॥ મદ્ય પાઇ નિજ આતમકી, ઘાત કરતા હે ॥ દર્શન જ્ઞાનાદિક ગુણકા, મુળ હરતા હે ॥ મીસ્ટાદિક ભોજનકો, લડ લડ મરતા હે ॥ માતા ભગની ધીપે, કુદ્દષ્ટ ધરતા હે ॥ મદ્ય પીકે આપ આપેકો, ઠગત ગંવારા ॥ ઇનકે૦ ॥ ૩ ॥ બેસ્યાને ધનકે કારણ, પ્રીત બખાની ॥ નીચનકે સાથ રમતે, નહીં લહે ધીલાની ॥ મદ્ય માંસ ખાય, નિચકે સાથ મીલાની ॥ ચારૂદત્ત વંક રાજનકું, અધોગતિ ઠાની ॥ નરકોમેં તપ્ત પુતળીસેં, કરાવત પ્યારા ॥ ઇનકે૦ ॥ ૪ ॥ હે પેહેલીહી બનકે બિચ, મીરગ બનચારી ॥ ધન પાસ નહીં, એક દેહ માત્રકા ધારી ॥ નહીં કહે પરાએ દોશ, તીરણ આધારી ॥ સબ બનચર જીવોમાંહે, એર પરહારી ॥ હા હા રે દુષ્ટ કયુંકર પરહાર બીચારા ॥ ઇનકે૦ ॥ ૫ ॥ ચોરીકે કરનેવાલે, દુઃખ પાતે હે ॥ રાજાકે દુવાર કર, પાંઉ કાટે જાતે હે ॥ પ્રાણોંસે પ્યારે ધનકો, હરલાતે હે ॥ ખોટે મારગસેં, નરકાદિક જાતે હે ॥ નહીં માત તાત સુત, ભાઇકો ઇતબારા ॥ ઇનકે૦ ॥ ૬ ॥ પરનારીપર જિસને કુદ્દષ્ટી દીની હે ॥ ઇસને તો કષ્ટકી, પોટ શીશ લીની હે ॥ ઉશકે બસ દુરગતિ, રાવણકો દીની હે ॥ ધન હે વીનકો જીન, નીચી નજર કીની હે ॥ મોહનકી ભુલ કરો માફ, જૈન જ્ઞાતા રે ॥ ઇનકે૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ઢંઢણ મુનિની સજ્ઝાય.

ઢંઢણ ઋષીને વંદણાં હું વારી, ઉત્કૃષ્ટો અણગારરે હું વારી લાલ ॥ અભિગ્રહ લીધો આકરો હું૦, લબ્ધે લેશું આહારરે હું૦ ॥

ઢં૦ ॥ ૧ ॥ દિનપ્રતી જાવે ગોચરી હું૦, ન મીલે શુદ્ધ આહારરે હું૦ ॥ ન લીએ મુલ અસુજતો હું૦, પીંજર હુવો ગાતરે હું૦ ॥ ઢં૦ ॥ ૨ ॥ હરી પૂછે શ્રી નેમને હું૦, મુનિવર સહસ અઢારરે હું૦ ॥ ઉત્કૃષ્ટો કુણ એહમા હું૦, મુજને કહો કૃપાળરે હું૦ ॥ ઢ૦ ॥ ૩ ॥ ઢંઢણ અધિકો દાખીયો હું૦, શ્રી મુખ નેમ જીણંદરે હું૦ ॥ મન ઉમાહ્યો વાંદવા હું૦, ધન જાદવકુલ ચંદરે હું૦ ॥ ઢં૦ ॥ ૪ ॥ ગલીયારે મુનિવર મિલ્યા હું૦, વાંદે કૃષ્ણ નરેશરે હું૦ ॥ કીણહી મિથ્યાત્વી દેખીને હું૦, આયો ભાવ વિશેષરે હું૦ ॥ ઢં૦ ॥ ૫ ॥ આવો મુજ ઘર સાધુજી હું૦, ર્લ્યો મોદીક છે શુદ્ધરે હું૦ ॥ ઋષીજી લેઇ આવીયા હું૦, પ્રભુજી પાસ વિસુધરે હું૦ ॥ ઢં૦ ॥ ૬ ॥ મુજ લબધે મોદીક મિલ્યા હું૦, મુજને કહો કૃપાલરે હું૦ ॥ લબત્ર નહી વચ્છ તાહરી હું૦, શ્રીપતિ લબધ નિહાલરે હું૦ ॥ ઢ૦ ॥ ૭ ॥ તો મુજને લેવો નહીં હું૦, ચાલ્યો પરઠણ કાજરે હું૦ ॥ ઇટની વાહે જાયને હું૦, ચુરયાં કર્મ સમાજરે હું૦ ॥ ઢ૦ ॥ ૮ ॥ આઇ સુધી ભાવના હું૦, પામ્યો કેવળજ્ઞાનરે હું૦ ॥ ઢંઢણઋષી મુગતે ગયા હુ, કહે જીનહરષ સુજાણરે હું૦॥ઢં૦॥૯॥

## ईलाचीपुत्रनी सज्झाय.

નામ ઇલાપુત્ર જાણીયે, ધનદત્ત શેઠનો પુત્ર ॥ નટવી દેખીને મોહીયો, જે રાખે ઘર સુત ॥ કરમ ન છુટેરે પ્રાણીયા ॥ પુરવ નેહ વિકાર, નિજ કુળ છંડીરે નટ થયો ॥ નાંણી શરમ લગાર ॥ કરમ૦ ॥ ૨ ॥ ઇકપુર આવ્યોરે નાચવા, ઉંચો વાંસ વિશેષ ॥ તિહાં રાય જોવારે આવીયો, મળીયા લોક અનેક ॥ કરમ૦ ॥ ૩ ॥ દોય પગ પહેરીરે પાવડી, વાંસ ચડયો ગજ ગેલ ॥ નિરાધાર ઉપર નાચતો, ખેલે નવ નવા ખેલ ॥ કરમ૦ ॥ ૪ ॥ ઢોલ બજાવેરે નટવી, ગાવે કિંન્નર સાદ ॥ પાયતલ ઘુઘરે ઘમઘમે, ગાજે અંબર નાદ ॥ કરમ૦ ॥ ૫ ॥ તિહાં રાય ચિતમેંરે ચિંતવે, લુબધો નટવીને સાથ ॥ જો નટ પડેરે નાચતો, તો નટવી મુજ હાથ ॥ કરમ૦ ॥ ૬ ॥ દાન ન આપેરે ભુપતી, નટ જાણે નૃપ વાત ॥ હુ ધન વધુરે રાયનો, રાય વંછે મુજ ઘાત ॥ કરમ૦ ॥ ૭ ॥ તવ તિહાં મુનિવર પેખીયા, ધન ધન સાધુ નિરાગ ॥ ધિક્ ધિક્ વિખયારે જીવને, એમ પામ્યો વઇરાગ ॥ કરમ૦ ॥ ૮ ॥ થાળ ભરી શુદ્ધ મોદકે, પદમણી ઉભેલાં બહાર ॥ લો લો કેછે લેતા નથી, ધન ધન મુનિ અવતાર ॥ કરમ૦ ॥ ૯ ॥ સંવરભાવેરે કેવળી,

થયો મુનિ કર્મ ખપાય ॥ કેવળ મહિમાજી સુર કરે, લબ્ધીવિજે ગુણ ગાય ॥ કરમ ન છુટેરે પ્રાણિઆ ॥ ૧૦ ॥

## श्री मृगापुत्रनी सज्झाय.

( દોહા. )

પ્રણમી પાસ જિણંદને, સમરી સરસતિ માય ॥ નિજ ગુરૂ ચરણ નમી કરી, ભણશું મહા મુનિરાય ॥ ૧ ॥ રાજ ઋદ્ધિ લીલા પરિહરી, લીધો સંયમ ભાર ॥ તેહ મૃગાપુત્ર ગાયશું, સુણજ્યો સહુ નર નાર ॥ ૨ ॥ સંક્ષેપે કરી વર્ણવું, સૂત્રે છે વિસ્તાર ॥ ભણતાં સુણતાં ધ્યાવતાં, લહિયે ભવનો પાર ॥ ૩ ॥ ભોગી નરમાં ભમરલો, ઋષિમાંહી શિરદાર ॥ તસ ગુણ વર્ણવતાં થકાં, તૂટે કર્મ અપાર ॥૪॥

॥ ઢાળ ૧ લી ॥

સુગ્રિવ નગર સોહામણું જી, બળભદ્ર તિહાં રાય ॥ તસ ઘર ઘરણી મૃગાવતી જી, તસ નંદન જુવરાય ॥ હો માયડી, ક્ષણ લાખેણી રે જાય ॥ ૧ ॥ એ આંકણી ॥ બળશ્રી નામે ભલોજી, મૃગાપુત્ર પ્રસિદ્ધ ॥ માતાને નામે કરી જી, ગુણ નિષ્પન તસ દીધ ॥ હો માયડી૦ ॥ ૨ ॥ ભણી ગણી પંડિત થયો જી, જોવન વય જવ આય ॥ સુંદર મંદિર કરાવિયાં જી, પરણાવેં નિજ માય ॥ હો માયડી૦ ॥ ૩ ॥ તવ વય રૂપે સારિખી જી, પરણ્યા બત્રીશ નાર ॥ પંચ વિષયસુખ ભોગવે જી, નાટકના ધમકાર ॥ હો માયડી૦ ॥ ૪ ॥ રત્નજડિત સોહામણા જી, અદ્દભૂત ઊંચા અવાસ ॥ દેવ દોગુંદકની પરે જી, વિલસે લીલ વિલાસ ॥ હો માયડી૦ ॥ ૫ ॥ એક દિન બેઠા માળિયે જી, નારિને પરિવાર ॥ મસ્તક પગ દાઝે તળાં જી, દીઠા શ્રી અણગાર ॥ હો માયડી૦ ॥ ૬ ॥ સુનિ દેખી ભવ સાંભર્યો જી, વસિયો મન વૈરાગ ॥ ઉતર્યો આમણ દૂમણો જી, જનનિને પાયે લાગ ॥ હો માયડી૦ ॥૭॥ પાય લાગીને વિનવે જી, સુણ સુણ મોરી માય ॥ નટુવાની ગરે નાચિયો જી, લખ ચોરાશી માંય ॥ હો માયડી૦ ॥ ૮ ॥ પૃથવી પાણી તેઉમાં જી, ચોથી રે વાઉકાય ॥ જન્મ મરણ દુઃખ ભોગવ્યાં જી, તેમ વનસ્પતિ માંય ॥ હો માયડી૦ ॥ ૯ ॥ વિગલેંદ્રિ તિર્યંચમાં જી, મનુષ્ય દેવ મઝાર ॥ ધર્મ વિહૂણો આતમા જી, રડવડિયો સંસાર ॥ હો માયડી૦ ॥ ૧૦ ॥ સાતે નરકે હું ભમ્યો જી, અનંતિ અનંતિ રે વાર ॥ છેદન ભેદન ત્યાં સહ્યાં જી, કહેતાં ન આવે પાર ॥ હો માયડી૦ ॥

॥ ૧૧ ॥ સાયરના જળથી ઘણા જી, મે પીધા માયનાં થાન ॥ તૃપતિ ન પામ્યો આતમા જી, અધિક આરોગ્યા ધાન ॥ હો માયડી૦ ॥ ૧૨ ॥ ચારિત્ર ચિંતામણિ સમો જી, અધિક મ્હારે મન થાય ॥ તન ધન જો વન કારમા જી, ક્ષણ ક્ષણ ખૂટે આય ॥ હો માયડી૦ ॥ ૧૩ ॥ માતા અ નુમતિ આપીયે જી, લેઈશું સંયમ ભાર ॥ પંચ રતન મુજ માંભર્યાં જી, કરશુ તેહની સાર ॥ હો માયડી૦ ॥ ૧૪ ॥ વયણ સૂણી એટાતણા જી, જનની ધરણી ઢળંત ॥ ચિત્ત વળ્યુ તવ આરડે જી, નયણે નીર ઝરંત ॥ રે જાયા, તુજ વિણ ઘડિ રે છ માસ ॥ ૧૫ ॥ વળતી માતા ઇમ ભણે જી, સુખ સુણ સોગ રે પૂત્ર ॥ મનમોહન તું વાલહો જી, કાઇ ભાગે ઘરસૂત્ર ॥ રે જાયા૦ ॥ ૧૬ ॥ મ્હોટાં મદિર માળિયાં જી, રતન સમોવડ થાય ॥ તુજ વિણ સહુ અળખામણા જી, કિમ વો ળે દિન નાય ॥ રે જાયા૦ ॥ ૧૭ ॥ નવ મસવાડા ઉદર ધર્યો જી, જન્મતણાં દુ:ખ દીઠ ॥ કનક કચોળે પોષીયો જી, હવે હું થઇ અનીઠ ॥ રે જાયા૦ ॥ ૧૮ ॥ જોવનવય નારીતણા જી, ભોગવો બહોળા રે ભોગ ॥ જોવનવય વીત્યા પછે જી, આદરજ્યો તપ જોગ ॥ રે જાયા૦ ॥ ૧૯ ॥ પડયો અજાડી જિમ હાથીયો જી, મૃગલો પડીયો રે પાસ ॥ પંખી પડયો જિમ પાંજરે જી, તેમ કુંમર ઘરવાસ ॥ રે જાયા૦ ॥ ૨૦॥ ઘર ઘર ભિક્ષા માગવી જી, અરસ વિરસ હોય આહાર ॥ ચારિત્ર છે વચ્છ દોહિલું જી, જેસી ખાડાની ધાર ॥ રે જાયા૦ ॥ ૨૧ ॥ પંચમહાવ્રત પાળવાં જી, પાળવા પંચ આચાર ॥ દોષ બેતાલીશ ટાળિને જી, લેવો સૂઝતો આહાર ॥ રે જાયા૦ ॥ ૨૨ ॥ મેણ દાંતે લોહમય ચણા જી, કિમ ચાવીશ કુમાર ॥ વેળુ સમોવડ કોળિયા જી, જિને કહ્યો સયમભાર ॥ રે જાયા૦ ॥ ૨૩ ॥ પલંગ તળાઇએ પોઢતો જી, કરવો ભૂમિ સંથાર ॥ કનક કચોળાં છાંડવાં જી, કાચલીયે વ્યવહાર ॥ રે જાયા૦ ॥ ૨૪ ॥ માથે લોચ કરાવવા જી, તુ સુકુમાળ અપાર ॥ બાવીશ પરિસહ જીતવા જી, કરવા ઉગ્ર વિહાર ॥ રે જાયા૦ ॥ ૨૫ ॥ પાય અલવાણે ચાલવુ જી, શિયાળે શીત વાય ॥ ચોમાસું વચ્છ દોહિલું જી, ઉનાળે લૂ વાય ॥ રે જાયા૦ ॥ ૨૬ ॥ ગંગા સાયર આદે કરી જી, ઉપમા દેખાડી રે માય ॥ દુક્કર ચારિત્ર દાખિયું જી, કાયર પુરુષને થાય ॥ રે જાયા૦ ॥ ૨૭ ॥ કુંમર ભણે સુણ માયડી જી, સંયમ સુખ ભંડાર ॥ ચૌદરાજ નગરીતણા જી, ફેરા ટાળણહાર ॥ હો માયડી૦ ॥ ૨૮ ॥ અનુમતિ તો લો આપું ખરી જી, કુણ કરશે તુજ સાર ॥ રેગ

જબ આવી લાગશે જી, નહિ ઔષધ ઉપચાર ॥ રે જાયા૦ ॥ ૨૯ ॥ વનમાં રહે છે મૃગલાં જી, કુણ કરે તેહની સાર ॥ વનમૃગની પરે વિચરશું જી, એકલડા નિરધાર ॥ હો માયડી૦ ॥ ૩૦ ॥ અનુમતિ આપે આયડી જી, આવ્યા વનહ મઝાર ॥ પંચમહાવ્રત આદર્યાં જી, પાળે સંયમ ભાર ॥ મુનિસર, ધન ધન તુમ અવતાર ॥ ૩૧ ॥ મૃગાપુત્ર ઋષિરાજીયો જી, ષટકાયા ગોવાળ ॥ એ સમ નહિ વૈરાગિયો જી, જિણે ટાળ્યો આતમ સાલ ॥ મુનિસર૦ ॥ ૩૨ ॥ ભણ્યો અધ્યયન ઓગણીશમે જી, મૃગાપુત્ર અધિકાર ॥ તપ જપ કીરિયા શુદ્ધ કરી જી, આરાધી આચાર ॥ મુનિસર૦ ॥ ૩૩ ॥ સંયમ દુક્કર પાળિયું જી, કરિ એક માસ સંથાર ॥ કર્મ ખપાવી કેવળ લહીજી, પહોત્યા મુગતિ મઝાર ॥ મુનિસર, ધન ધન તુમ અવતાર ॥ ૩૪ ॥ ઇતિ ॥

## અથ શ્રી અનાથીમુનિની સજ્ઝાય.

શ્રેણિક રયવાડી ચઢયો, પેખિયો મુનિ એકાંત ॥ વર રૂપ કાંતે મોહિયો, રાય પૂછે રે કહોને વિરતંત ॥ શ્રેણિક રાય, હું રે અનાથી નિર્ગંથ ॥ તિણે મેં લીધો રે સાધુજીનો પંથ ॥ શ્રેણિક૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ઇણે કોસંબી નયરી વસે, મુજ પિતા પરિઘળ ધન્ન ॥ પરિવાર પૂરે પરિવર્યો, હું છું તેહનો રે પૂત્ર રતન્ન ॥ શ્રેણિક૦॥ ૨ ॥ એક દિવસ મુજને વેદના, ઉપની મેં ન ખમાય ॥ માત પિતા ઝૂરી રહ્યા, પણ કિણહિ રે તે ન લેવાય ॥ શ્રેણિક૦॥ ૩ ॥ ગોરડી ગુણ મણિ ઓરડી, ચોરડી અબળા નાર ॥ કોરડી પીડા મેં સહી, ન કોણે કીધી રે મોરડી સાર ॥ શ્રેણિક૦ ॥ ૪ ॥ બહુ રાજ્યવૈદ્ય બોલાવીયા, કીધલા કોડી ઉપાય ॥ બાવના ચંદન ચરચીયા, પણ તોહી રે સમાધિ ન થાય ॥ શ્રેણિક૦ ॥ ૫ ॥ જગમાં કો કેહનો નહી, તે ભણી હૂં રે અનાથ ॥ વિતરાગના ધર્મ સારિખો, નહી કોઇ બીજો રે મુગતિનો સાથ ॥ શ્રેણિક૦ ॥ ૬ ॥ જો મુજ વેદના ઉપસમે, તો લેઉં સંયમ ભાર ॥ ઇમ ચિંતવતાં વેદના ગઇ, વ્રત લીધું મેં હર્ષ અપાર ॥ શ્રેણિક૦ ॥ ૭ ॥ કરજોડી રાજા ગુણ સ્તવે, ધન ધન એહ અણગાર ॥ શ્રેણિક સમકિત પામીયો, વાંદી પહોત્યો રે નગર મઝાર ॥ શ્રેણિક૦ ॥ ૮ ॥ મુનિ અનાથી ગાવતાં, તૂટે કર્મની કોડ ॥ ગણિ સમયસુંદર તેહના, પાય વંદે રે બે કરજોડ ॥ શ્રેણિક રયવાડી ચઢયો ॥ ૯ ॥ ઇતિ ॥

# અથ શ્રી અનાથીમુનિની સજ્ઝાય.

( આધાકર્મી આહાર ન લીજે.—એ દેશી. )

મગધાધિપ શ્રેણિક સુવિચારી, સાથે બહુ પરિવારી ॥ હય-ગય રથ પાયક પાલખીશું, પહોંત્યો વનહ મઝારી કે ॥ રાજન્ રયવાડી સંચરિયો ॥ ૧ ॥ એ આંકણી ॥ ખાયક સમકિત વરિયો કે ॥ રાજન૦ ॥ પદ્મનાભ તીર્થંકર થાશે, ઉપશમરસનો દરિયો કે ॥ રાજન૦ ॥ ૨ ॥ વિવિધ પ્રકારની ક્રીડા કરતો, જોતો વનનાં ઠામ ॥ ચંપકતરુ તળે મુનિવર દીઠો, બેઠો કરી પ્રણામ કે ॥ રાજન૦ ॥ ૩ ॥ ધ્યાને લીનો મુનિવર મ્હોટો, ચંપકવર્ણી કાયા ॥ લૂંચ્યા કેશ જોવન વેશે, તજી સંસારની માયા કે ॥ રાજન૦ ॥ ૪ ॥ પૂછે રાજા શ્રેણિક મુનિને, કિમ લૂંચ્યા તુમ કેશ ॥ જોવને વૈરાગ કહો કેમ લીધો, દીસો છો લઘુ વેશ કે ॥ રાજન૦ ॥ ૫ ॥ તરુણપણે તરુણીકા છંડી, એ માયા કાં મંડી ॥ કંચનવરણી કાયા દંડી, એ શી કીધ ધમંડી કે ॥ રાજન૦ ॥ ૬ ॥ રૂપવંત તુ ગુણવંત દીસે, સુંદર તુમ આકાર ॥ શશિસમ વદન વિરાજે ત્હારૂં, નયન પંકજ અનુહાર કે ॥ રાજન૦ ॥ ૭ ॥ ધન જોવન ફળ લાહો લીજે, કીજે બહુળા ભોગ ॥ સંપતિ સારૂ દાન તે દીજે, અવસરે લીજે જોગ કે ॥રાજન૦॥ ૮ ॥ કુટુંબતણો મોહ કિમ મૂકયો, કિમ મૂકયો ધન પરિવાર ॥ કવણ નગરના કહો તુમે વાસી, કિમ લીધો સંયમ ભાર કે ॥ રાજન૦ ॥ ૯ ॥ સયળ લક્ષણ તુમ અંગે નિરખ્યાં, અવગુણ એક ન દીઠો ॥ કૃપા કરી યોગીશ્વર સાચો, ઉત્તર દ્યો મુજ મીઠો કે ॥ રાજન૦ ॥ ૧૦ ॥ બોલે મુનિવર સુણ હો રાજા, ઉત્તર દેઉં શું સાચો ॥ સુખનો મટકો નયણનો લટકો, કાયા પિંડ તે કાચો કે ॥ રાજન્, સુણજ્યો વચન અનાથી ॥ ૧૧ ॥ એ આંકણી ॥ નાથ વિના જીવે દુઃખ પામ્યાં, માહરે નહી કોઇ નાથ ॥ તિણ કારણ મેં દીક્ષા લીધી, હવે હું હુઓ સનાથ કે ॥ રાજન૦ ॥ ૧૨ ॥ નાથ અશું હું મુનિવર ત્હારો, એહવો અર્થ વિચારે ॥ નાથ અછે કોઇ ત્હારે રાજા, બોલ્યો બોલ અવિચાર્યો કે ॥ રાજન૦ ॥ ૧૩ ॥ નાથતણો અર્થ જો જાણો, તો થાઓ મુજ નાથ ॥ નાથ નહી કોઇ નૃપ તુમારે, બાવળ ઘો અંબુબાથ કે ॥ રાજન૦ ॥ ૧૪ ॥ માતા મયગળ હય હૈયારવ, સુણ મગધાધિપ રાજા ॥ કંચન કોડી જોડી બંધવની, આપ તણે સુખ માજા કે ॥ રાજન૦ ॥ ૧૫ ॥ મ્હોટા કુળની મ્હોટી વધૂટી, ખો-

ડી નહિ મનમાંહી ॥ સિંહકટી હંસગમની બાળા, થોડા બોલી પ્રાંહી કે ॥ રાજન્૦ ॥ ૧૬ ॥ શશિવયણી મૃગાનયણી નારી, ચિત્ત હરખી ભરતાર ॥ હાવ ભાવ વિભ્રમ જે કરતી, તે મૂકી નિરધાર કે ॥ રાજન્૦ ॥ ૧૭ ॥ ઇંદ્રતણી જાણે ઇંદ્રાણી, એહવી મુજ ઘેર રાણી ॥ કેતા ગુણ હું કહું હો રાજા, શીયળ ગૂણની ખાણી કે ॥ રાજન્૦ ॥ ૧૮ ॥ પાન સમારે બીડી વાળી, માંહી કપૂરનો વાસ ॥ પ્રેમ કરી મુજ પદ્મણી આપે, તે મૂકી નિરાશ કે ॥ રાજન્૦ ॥ ૧૯ ॥ પંચવિષય હું ભોગ ભોગવતો, જાતો કાળ ન જાણ્યો ॥ એક દિવસ મુજ રોગ ઉપન્યો, ન વિસરે તે ચિત્ત આણ્યો કે ॥ રાજન્૦ ॥ ૨૦ ॥ કાકા કાકી ફૂઆ ભાણેજી, મામા માસા માસી ॥ નેહ ધરે માસી મુજ અધિકો, જાણે કે અંતરજામી કે ॥ રાજન્૦ ॥ ૨૧ ॥ માય તાય બંધવ મુજ ભગિની, દુઃખ નવિ લીધો જાય ॥ નારી મુખ વિલપંતી બોલે, તે દુઃખ અસ ન સહાય કે ॥ રાજન્૦ ॥ ૨૨ ॥ તિણિ વેદને મુજ નિંદ ન આવે, અન્ન પાન નવિ ભાવે ॥ મંત્ર યંત્ર કીધા ઘણેરા, તોપણ દુઃખ નવિ જાવે કે ॥ રાજન્૦ ॥ ૨૩ ॥ વૈદ્ય જાણ તેડ્યા તિણિ વારે, દીધા બહુલા દામ ॥ ઔષધ ભેષજે ગુણ નવિ થાયે, વિલખાણા તે તામ કે ॥ રાજન્૦ ॥ ૨૪ ॥ ચિત્ત ચોખે કરી મેં રે વિચાર્યો, એકલડો વનવાસી ॥ એ સંસારતણાં દુઃખ વિરુઆં, ગઇ વેદન તવ નાસી કે ॥ રાજન્૦ ॥ ૨૫ ॥ દિનકર ઊગે તમ જિમ નાસે, તિમ મુજ વેદન ભાગી ॥ સંયમ વરિયો વેદન ઠરિયો, સમતાશું લય લાગી કે ॥ રાજન્૦ ॥ ૨૬ ॥ મગધાધિપ હરખ્યો મનમાંહી, વચન કહેરે વિચારી ॥ નાથપણું તુમને મુનિ સાચું, આપ તર્યા પર તારી કે ॥ રાજન્, પંચ મહાવ્રત ધારી ॥ ૨૭ ॥ શીશ નમાવી પાય લાગીને, પછી છોડ્યું મિથ્યાત ॥ યોગીસરને ધ્યાને લીનો, અજુઆળે કુળ જાત કે ॥ રાજન્૦ ॥ ૨૮ ॥ ઋષિ અનાથી ચારિત્ર પાળી, પહોત્યા શિવપુર ઠામ ॥ કનકવિજય બુધ ચરણે મધુકર, ઇમ બોલે મુનિ રામ કે ॥ રાજન્૦ ॥ ૨૯

## अथ श्री मेतारजमुनिनी सज्झाय.

(જીવ રે તું શીળતણો કર સંગ—એ દેશી.)

સમ દમ ગુણના આગર જી, પંચ મહાવ્રત ધાર ॥ માસખમણને પારણે જી, રાજગૃહી નગરી મઝાર ॥ મેતારજ મુનિવર, ધન ધન તુમ અવતાર ॥ ૧ ॥ એ આંકણી૦ ॥ સોનીને ઘેર આવીઆ જી મે-

તારજ ઋષિરાય ॥ જવલા ઘડતો ઊઠીયો જી, વંદે મુનિના પાય ॥ મે૦ ॥ ૨ ॥ આજ ફળ્યો ઘર આંગણે જી, વિણ કાળે મહકાર ॥ લ્યો ભિક્ષા છે સૂઝતી જી, મોદકતણો એ આહાર ॥ મે૦ ॥ ૩ ॥ ક્રૌંચજીવ જવલા ચણ્યો જી, વહોરી વળ્યા ઋષિરાય ॥ સોની મન શંકા થઇ જી, સાધુતણાં એ કામ ॥ મે૦ ॥ ૪ ॥ રીસ કરી ઋષિને કહે જી, દ્યો જવલા મુજ આજ ॥ વાધર શીશે વીંટિયું જી, તડકે રાખ્યા મુનિરાજ ॥ મે૦ ॥ ૫ ॥ ફટ ફટ ફૂટે હાડકાં જી, તડ તડ ત્રુટે ચામ ॥ સોનીડે પરિસહ દિયો જી, મુનિ રાખ્યો મન ઠામ ॥ મે૦ ॥ ૬ ॥ એહવા પણ મ્હોટા યતિ જી, મન ન આણે રોષ ॥ આતમ નિંદે આપણો જી, સોનીનો શો દોષ ॥ મે૦ ॥ ૭ ॥ ગજસુકુમાળ સંતાપીયા જી, બાંધી માટીની પાળ ॥ ખેર અગારા શિર ધર્યા જી, મુગતે ગયા તતકાળ ॥ મે૦ ॥ ૮ ॥ વાઘણે શરીર વલૂરિયું જી, સાધુ સુકોસળ સાર ॥ કેવળ લહી મુગતિ ગયા જી, ઇમ અરણિક અણગાર ॥ મે૦ ॥ ૯ ॥ પાલક પાપી પીલિયા જી, ખંધકસૂરિના શિષ્ય ॥ અંબડ ચેલા સાતશેં જી, નમો નમો તે નિશ દિશ ॥ મે૦ ॥ ૧૦ ॥ એહવા ઋષિ સંભારતા જી, મેતારજ ઋષિરાય ॥ અંતગડ હુઆ કેવળી જી, વંદે મુનિના પાય ॥ મે૦ ॥ ૧૧ ॥ ભારી કાષ્ટની સ્રીયે તિહાં જી, લાવી નાખી તિણિ વાર ॥ ધબકે પંખી જાગીયો જી, જવલા કાઢ્યા તિણે સાર ॥ મે૦ ॥ ૧૨ ॥ દેખી જવલા વિષ્ટમાં જી, મન લાજ્યો સોનાર ॥ ઓઘો મુહપતિ સાધુનો જી, લેઇ થયો અણગાર ॥ મે૦ ॥ ૧૩ ॥ આતમ તાર્યો આપણો જી, થિર કરી મન વચ કાય ॥ રાજવિજય રંગે ભણે જી, સાધુતણી એ સજ્ઝાય ॥ મેતારજ૦ ॥ ૧૪ ॥ ઇતિ ॥

## अथ श्री सुलसानी सझाय.

( જંબુ અવસર એક આવી જંબુદ્વી રે—એ દેશી. )

ધન ધન સુલસા સાચી શ્રાવિકા જી, જેહને નિશ્ચળ ધર્મનું ધ્યાન રે ॥ સમકિતધારી નારી જે સતી જી, જેહને વીર દિયો બહુમાન રે ॥ ધન ધન૦ ॥ ૧ ॥ એક દિન અંબડ તાપસ પ્રતિબોધવા જી, જંપે એહવું વીર જિણેશ રે ॥ નયરી રાજગૃહી સુલસા ભણી જી, કહેજ્યો અમારો ધર્મ સંદેશ રે ॥ ધન૦ ॥ ૨ ॥ સાંભળી અંબડ મનમાં ચિંતવે જી, ધર્મલાભ દેગોજી વયણ રે ॥ એહવું કહાવે જિનવર જે ભણી જી, કેહુ રૂડ દઢ તસ સમકિત રયણ રે ॥ ધન૦ ॥ ૩ ॥

અંબડ તાપસ પરિક્ષા કારણે જી, આવ્યો રાજગૃહીને બાર રે ॥ પહેલું બ્રહ્મા રૂપ વિકૂર્વ્યું જી, વૈક્રિય શક્તિતણે અનુસાર રે ॥ ધન૦ ॥ ૪ ॥ પહેલી પોળે પ્રગટ્યો પેખિને જી, ચૌમુખ બ્રહ્મા વંદન કોડ રે ॥ સઘળી રાજપ્રજા સુલસા વિના જી, તેને આવી નમે કરજોડ રે ॥ધન૦ ॥ ૫ ॥ બીજે દિન દક્ષિણ પોળે જઇ જી, ધરિયો કૃષ્ણતણો અવતાર રે ॥ આવ્યા પુરજન તિહાં સઘળા મળી જી, નાવી સુલસા સમકિત ધારિ રે ॥ ધન૦ ॥ ૬ ॥ ત્રીજે દિવસે પશ્ચિમ બારણે જી, ધરિયું ઇશ્વર રૂપ મહંત રે ॥ તિમહિજ ચોથે થઇ પચવીશમો જી, આવી સમવસર્યો અરિહંત રે ॥ ધન૦ ॥ ૭ ॥ તોપણ સુલસા નાવી વાંદવા જી, તેહનું જાણી સમકિત સાચ રે ॥ અંબડ સુલસાને પ્રણમી કરી જી, કરજોડી કહે એહવી વાચ રે ॥ ધન૦ ॥ ૮ ॥ ધન્ય તું સમકિતધારી શિરોમણિ જી, ધન્ય તું સમકિત વિશવાવીશ રે ॥ એમ પ્રસંશી કહે સુલસા ભણી જી, જિનજીયે કહિ છે ધર્મઆશીષ રે ॥ ધન૦ ॥ ૯ ॥ નિશ્ચળ સમકિત દેખી સતીતણું જી, તેપણ હુઓ દઢ મન માંય રે ॥ ઇણિપરે શાંતિવિમળ કવિરાયનો જી, બુદ્ધ કલ્યાણવિમળ ગુણ ગાય રે ॥ ધન૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥

## अथ श्री शालिभद्रनी सज्झाय.

પ્રથમ ગોવાળિયાતણે ભવે જી રે, દીધું મુનિવર દાન ॥ નયરી રાજગૃહી અવતર્યો જી, રૂપે મયણ સમાન ॥ સોભાગી રે, શાળિભદ્ર ભોગી રે હોય ॥ ૧ ॥ એ આંકણી ॥ બત્રીશ લક્ષણ ગુણે ભર્યો જી રે, પરણ્યો બત્રીશ નાર ॥ માણસને ભવે દેવનાં જી રે, સુખ વિલસે સંસાર ॥ સો૦ ॥ ૨ ॥ ગોભદ્રશેઠ તિહાં પૂરવે જી રે, નિત નિત નવલા રે ભોગ ॥ કરે સુભદ્રા ઉવારણાં જી રે, સેવ કરે બહુ લોગ ॥ સો૦ ॥ ૩ ॥ એક દિન શ્રેણિક રાજિયો જી રે, જોવા આવ્યો રે રૂપ ॥ શરીર સુકોમળ અતિ ઘણું જી રે, દેખી હરખ્યો ભૂપ ॥ સો૦ ॥ ૪ ॥ વચ્છ વૈરાગે ચિંતવે જી રે, મુજ શિર શ્રેણિક રાય ॥ પૂરવ પુન્ય મેં નવિ કિયાં જી રે, હવે તપ આદરશું માય ॥ સો૦ ॥ ૫ ॥ ઇણે અવસરે શ્રી જિનવરૂ જી રે, આવ્યા નયરી ઉદ્યાન ॥ શાળિભદ્ર મન ઊજમ્યો જી રે, વાંદ્યા પ્રભુના પાય ॥ સો૦ ॥ ૬ ॥ વીરતણી વાણી સુણી જી રે, વૂઠ્યો મેહ અકાળ ॥ એકેકી દિન પરિહરે જી રે, જિમ જળ છંડે રે પાળ ॥ સો૦ ॥ ૭ ॥ માતા દેખી ટળવળે જી રે,

ળવ્યો, પણ નિજ ભાવ ન છંડે રે ॥ માત પિતા તવ વેગશું, ઓચ્છવ કરવા મંડે રે ॥ માત૦ ॥ ૪ ॥ કુમર અઇમુત્તે આદરી, પ્રભુ પાસે જઇ દિક્ષા રે ॥ ગુણરયણાદિક તપ કર્યા, અંગ અગિયારે શિખ્યા રે માત૦ ॥ ૫ ॥ સિદ્ધ થયા વિપુલાચળે, અઇમુત્તો મુનિરાયા રે ॥ અઠ્ઠમ અંગથી ઉદ્ધરી, લેશે મુનિ ગુણ ગાયા રે ॥ માત૦ ॥ ૬ ॥ એહવા શ્રી મુનિરાયનો, અમૃત ધર્મ ઉદારો રે ॥ શિષ્ય ક્ષમાકલ્યાણજી, વંદના વારંવારો રે ॥ માત સુણો મુજ વાતડી ॥ ૭ ॥ ઇતિ ॥

---

## अथ श्री झांझरियामुनिनुं चोढालियुं.

### ઢાળ ૧ લી.

( સુણ બહેની પિયુડો પરદેશી.—એ દેશી. )

સરસતિ ચરણે શીશ નમાવી, પ્રણમી સદગુરુ પાયા રે ॥ ઝાંઝરિયા ઋષિના ગુણ ગાતાં, ઊલટ અંગ સવાયા રે ॥ ભવિજન વંદો મુનિ ઝાંઝરિયો ॥ ૧ ॥ એ આંકણી ॥ સંસાર સમુદ્ર જે તરીયો રે ॥ શિયળ સન્નાહ પહેરી મનશુદ્ધે, શિયળ રયણે કરી ભરિયો રે ॥ ભવિ૦ ॥ ૨ ॥ પઇઠાણપુરે મકરધ્વજરાજા, મદનસેના તસ રાણી રે ॥ સુત મદનબ્રહ્મ બાલુડો, કીર્તિ જાસ કહેવાણી રે ॥ ભવિ૦ ॥ ૩ ॥ બત્રીસ નારી સુકોમળ પરણ્યો, ભરજોબન રસ લીનો રે ॥ ઇંદ્ર મહોત્સવે ઉદ્યાને પહોત્યો, મુનિ દેખી મન ભીનો રે ॥ ભવિ૦ ॥ ૪ ॥ ચરણકમળ પ્રણમી સાધુના, વિનય કરીને બેઠો રે ॥ દેશના ધર્મની દે સાધુજી, વૈરાગે મન પેઠો રે ॥ ભવિ૦ ॥ ૫ ॥ માત પિતાની અનુમતિ માગી, સંસાર સુખ સવિ છંડી રે ॥ સંયમમારગ સુધો લીધો, મિથ્યામતિ સવિ છંડી રે ॥ ભવિ૦ ॥ ૬ ॥ એકલડો વસુધા તળ વિચરે, તપ તેજે કરી દીપે રે ॥ જોબન વય જોગીસર બળિયો, કર્મ કટકને જીપે રે ॥ ભવિ૦ ॥ ૭ ॥ શિયળ સન્નાહ પહેરી જેણે સબળી, સુમતિ ગુપતિ ચિત્ત ધરતો રે ॥ આપ તરે ને પરને તારે, દરિસણે દુર્ગતિ હરતો રે ॥ ભવિ૦ ॥ ૮ ॥ ત્રંબાવતીનગરી મુનિ પહોત્યો, ઉગ્રવિહાર કરંતો રે ॥ મધ્યાને ગોચરી સંચરતો, નગરીમાં મુનિ ભમતો રે ॥ ભવિજન વંદો મુનિ ઝાંઝરિયો ॥ ૯ ॥

---

## ઢાળ ૨ જી

( આવા આમ પધારો પૂજ્ય, અમ ઘર વહોરણ વેળા.—એ દેશી. )

એણે અવસર તરૂણી તાતગણી, ગોરડી ગોખે બેઠી ॥ નિજ પતિ ચાલ્યો છે પરદેશે, વિષય સમુદ્રમા પેઠી ॥ વિરૂઇ મદન ચઢાઇ રાજ, જેણે તેણે છતી ન જાવે ॥ ૧ ॥ એ આંકણી ॥ શોળ શૃંગાર સજી સા સુંદરી, ભરજોવન મદમાતી ॥ ચપળ નયણ ચિહું દિશિ ફેરવતી, વિષયારસ રંગ રાતી ॥ વિ૦ ॥ ૨ ॥ ચાચરે ચોવટે ચિહું દિશિ જોતા, આવંતો ઋષિ દીઠો ॥ મલપતો ને મોહનગારો, મનશું લાગ્યો મીઠો ॥ વિ૦ ॥ ૩ ॥ રાજકુમર કોઇક છે રૂડો, રૂપે અનોપમ દીશે ॥ જોવનવય મલપતો જોગીસર, તે દેખી ચિત્ત હીસે ॥ વિ૦ ॥ ૬ ॥ તવ દાસી ખામી તેડાવી, લાવો એહને બોલાવી ॥ શેઠાણીનાં વયણ સુણીને, દાસી તેડણ આવી ॥ વિ૦ ॥ ૫ ॥ એણે ઘરે આવોને સાધુજી, વોહરણ કાજે વેળા ॥ ભોળે ભાવે મુનિવર આવે, શુ જાણે મન મેલા ॥ વિ૦ ॥ ૬ ॥ થાળ ભરી મોદક મીઠાઇ, મુનિવરને કહે વોહરો ॥ મેલા કપડાં ઊતારીને, આછા વાધા પહેરો ॥ વિ૦ ॥ ૭ ॥ આ મંદિર માળિયા મ્હોટા, સુંદર સેજ બિછાઇ ॥ ચતુર નારી મુજ સાથે મુનિવર, સુખ વિલસો લય લાઇ ॥ વિ૦ ॥ ૮ ॥ વિરહ અગ્નિયે કરી હું દાઝી, પરમ સુધારસ સીચો ॥ મ્હારાં વયણ સુણિને મુનિવર, વાત આવી મત ખીચો ॥ વિ૦ ॥ ૯ ॥ વિષય વયણ સુણી વનિતાનાં, સમતા રસમાં બોલે ॥ ચંદનથી પણ શીતળ વાણી, મુનિ અંતરથી ખોલે ॥ વિ૦ ॥ ૧૦ ॥ તું બાળક દીસે છે ભોળી, બોલતા નવિ લાજે ॥ ઉત્તમકુળમા જેહ ઊપન્યા, તેહને એ નવિ છાજે ॥ વિ૦ ॥ ૧૧ ॥ એ આચાર નહી અમ કૂળમા, કૂળ દૂષણ કેમ દીજે ॥ નિજ કૂળ આચારે ચાલીજે, તો જગમા જશ લીજે ॥ વિ૦ ॥ ૧૨ ॥ વાત એ છે જગમાં બે મ્હોટી, જારી ને એક ચોરી ॥ એણે ભવ અપજશ બહુ પામે, પરભવ દુઃખ અઘોરી ॥ વિ૦ ॥ ૧૩ ॥ શિયળ ચિંતામણિ સરિખુ છડી, વિષયારસ કોણ રીઝે ॥ વર્ષાકાળે મંદિર પામી, ઊઘાડો કોણ ભીંજે ॥ વિ૦ ॥ ૧૪ ॥ મન વચન કાયાએ કરીને, વ્રત લીધું નવિ ખંડૂ ॥ ધ્રુઅતણી પરે અવિચળ પાળુ, અમે ઘરવાસ ન મંડૂ ॥ વિરૂઇ૦ ॥ ૧૫ ॥

## ઢાળ ૩ જી.

( વિંછીયાની દેશી. )

હાં રે લાલ શિખ સાધુની અવગુણી, જાણે વહી ગઇ ઘડનાળ રે લાલ ॥ કામવશે થઇ આંધળી, કરે સાધુતણી તે આળ રે લાલ ॥ મુનિ પાયે ઝાંઝર રણઝણે ॥ ૧ ॥ એ આંકણી ॥ આવી પેઠું સાધુને પાય રે લાલ ॥ વેલતણી પરે સુંદરી, વળગે સાધુને બાંહ રે લાલ ॥ મુનિ૦ ॥ ૨ ॥ હાં રે લાલ જોર કરી જોરાવરે, નિકળ્યો તિહાંથી મુનિરાય રે લાલ ॥ તવ પોકાર પૂંઠે સુણ્યો, ધાઓ એણે કીધો અન્યાય રે લાલ ॥ મુનિ૦ ॥ ૩ ॥ હાં રે લાલ તિહાંથી મુનિવર ચાલીયો, પાયે ઝાંઝરનો ઝમકાર રે લાલ ॥ લોક બહુ નિંદા કરે, માઠો છે એ અણગારે રે લાલ ॥ મુનિ૦ ॥ ૪ ॥ હાં રે લાલ ચોબારે બેઠા રાજવી, નજરે જોવે અવદાત રે લાલ ॥ દીધો દેશવટો નારીને, મુનિ જસતણી થઇ વાત રે લાલ ॥ મુનિ૦ ॥ ૫ ॥ હાં રે લાલ તિહાંથી મુનિવર ચાલીયા, આવ્યા કંચનપુર ગામ રે લાલ ॥ રાજા રાણી બે પ્રેમશું, બેઠા ગોખે આરામ રે લાલ ॥ મુનિ૦ ॥ ૬ ॥ હાં રે લાલ રાણી મુનિવર દેખીને, આંસૂડે વૂઠી ધાર રે લાલ ॥ રાજા દેખી મન કોપિયો, સહી એહનો પૂરવ જાર રે લાલ ॥ મુનિ૦ ॥ ૭ ॥ હાં રે લાલ રાજા ગયો રયવાડીયે, તેડાવ્યો ઋષિને ત્યાંહિ રે લાલ ॥ ખાડ ખણી ઊંડી ઘણી, બેસાડયો ઋષિને માંહિ રે લાલ ॥ મુનિ૦ ॥ ૮ ॥

## ઢાળ ૪ થી.

( દેવતણી ઋદ્ધિ ભોગવી આવ્યો.—એ દેશી. )

અણસણ ખામણ કરે મુનિ તિહાં કણે, સમતા સાયરમાં ઝીલે ॥ ચોરાશી જીવાયોની ખમાવે, પાપકર્મને પીલે રે ॥ મુનિવર તું મોરે મન વસિયો ॥ ૧ ॥ એ આંકણી ॥ ઉદય આવ્યાં નિજ કર્મ આળોઇ, ધ્યાન જિનેશ્વર ધ્યાવે ॥ ખડગ હણંતાં કેવળ પામી, અવિચળ ઠામે જાવે રે ॥ મુનિ૦ ॥ ૨ ॥ શરીર સાધુનું અસિયે હણ્યાથી, હાહાકાર ત્યાં પડિયો ॥ ઓઘો વસ્ત્ર લોહીએ રંગાણાં, અતિ અન્યાય રાયે કરીયો રે ॥ મુનિ૦ ॥ ૩ ॥ સમળિ આઘો લેઇ ઊડંતી, રાણી આગળ પડિયો, બંધવ કેરો ઓઘો દેખીને, હૃદયકમળ થરહરીયો રે ॥ મુનિ૦ ॥ ૪ ॥ અતિ અન્યાય જાણીને રાણી, અણસણ પોતે લીધો ॥ પરમારથ જાણ્યો રાજાએ, હા હા એ શું મેં કીધો રે ॥ મુનિ૦ ॥ ૫ ॥ ઋષિ

હત્યાનુ પાતક લાગ્યું, તે કેમ છૂટયું જાવે ॥ આસૂડાં નાખતો રાજા, મુનિ કળેવર ખમાવે રે ॥ મુનિ૦ ॥ ૬ ॥ ગદ ગદ સ્વરે રોવંતો રાજા, મુનિવર આગળ બેઠો ॥ માન મેલીને ખમાવે રે ભૂપતિ, સમતા સાયરમા પેઠો રે ॥ મુનિ૦ ॥ ૭ ॥ ફરી ફરી ઉઠીને પાયેજ* લાગે, આસૂડે પાપ પખાળે ॥ ભૂપતિ ઉગ્ર ભાવના ભાવતો, કર્મ પડળ સવિ ટાળે રે ॥ મુનિ૦ ॥ ૮ ॥ કેવળજ્ઞાન લહ્યું રાજાએ, ભવોભવ વૈર ખમાવે ॥ ઝાઝરિયાઋષિના ગુણ ગાતા, પાપ કરમને સમાવે રે ॥ મુનિ૦ ॥ ૯ ॥ સંવત સત્તર છપ્પન કેરા, આષાઢ શુદ બીજ સોહે ॥ સોમવારે સજ્ઝાય એ કીધી, સાભળતા મન મોહે રે ॥ મુનિ૦ ॥૧૦॥ શ્રી પૂનમગચ્છ ગુરુ વિરાજે, મહિમા પ્રભુ સુરિંદા ॥ ભાવરત્ન સુશિષ્ય એમ પભણે, સાંભળજો સહુ વૃંદા રે ॥ મુનિ૦ ॥ ૧૧ ॥ ઇતિ ॥

## अथ श्री कळावतीनुं चोढालियुं.

### ઢાળ ૧ લી.

( બન્યો રે કુઅરજીનો સેહરો.—એ દેશી. )

માળવ દેશ મનોહરૂ, તિહાં નયરી ઉજ્જેણી નામ હો ॥ નરિંદ ॥ શંખરાજા તિહા શોભતો, સહુ શુભ ગુણકેરો ધામ હો ॥ નરિંદ ॥ શિયળતણા ગુણ સાભળો ॥ ૧ ॥ એ આંકણી ॥ શિયળે લહિયે બહુ માન હો ॥ નરિંદ ॥ શિયળે સતીય કળાવતી, જેમ પામી સૂખ પ્રધાન હો ॥ ન૦ ॥ શિ૦ ॥ ૨ ॥ ત્રણસો સાઠમાહે વડી, લીલાવતી પટરાણી કહાય હો ॥ ન૦ ॥ નેપાળ દેશનો નરપતિ, નામે જિતશત્રુરાય હો ॥ ન૦ ॥ શિ૦ ॥ ૩ ॥ જયસેન વિજયસેન સુત ભલા, કળાવતી પુત્રી ઉદાર હો ॥ ન૦ ॥ માળવપતિ શંખરાયને, પરણાવી પ્રેમ અપાર હો ॥ ન૦ ॥ શિ૦ ॥ ૪ ॥ પંચ વિષયસુખ વિલસતાં, કળાવતી ગર્ભ સંધાત હો ॥ ન૦ ॥ ગર્ભ રહ્યો પુણ્ય યોગથી, હરખ્યો નૃપ માતે ધાત હો ॥ ન૦ ॥ શિ૦ ॥ ૫ ॥ અધરણી ઓચ્છવ માંડિયો, ગીત ગાવે બહુ મળી નાર હો ॥ ન૦ ॥ પેટી આવી પિયરથકી, કળાવતીને તેણિવાર હો ॥ ન૦ ॥ શિ૦ ॥ ૬ ॥ શંકાતી બહુ શોક્યથી, લેઇ ગોપવી ગોઠખ હેઠ હો ॥ ન૦ ॥ એકાંતે ઉકેલતા, દોય બેરખા દીઠા દૃષ્ટ હો ॥ ન૦ ॥ શિ૦ ॥ ૭ ॥ નંગ જડયાં માંહે નિર્મળા, અંધારે કરે ઉજવાસ હો ॥ ન૦ ॥ નામાંકિત બેહું ભ્રાતના,

પહેરીને પામી ઉલ્લાસ હો ॥ ન૦ ॥ શિ૦ ॥ ૮ ॥ ખાટ હિંડોળે હીંચતાં, બેરખા ઝબૂકે જેમ વીજ હો ॥ ન૦ ॥ દાસી લીલાવતીતણી, દેખી ધરે દિલમાં ખીજ હો ॥ ન૦ ॥ શિ૦ ॥ ૯ ॥ કહો બાઇ એ કેણે દીયાં, આભૂષણ દોય અમૂલ્ય હો ॥ ન૦ ॥ મુજને જે ઘણો વાલહો, તેણે દીધા બહુ મૂલ હો ॥ ન૦ ॥ શિ૦ ॥ ૧૦ ॥ દાસી લીલાવતી ભણી, ભાંખ્યો તે સઘળો ભેદ હો ॥ ન૦ ॥ સાંભળી ક્રોધાતુર થઇ, ઉપન્યો ચિત્તમાં બહુ ખેદ હો ॥ ન૦ ॥ શિ૦ ॥ ૧૧ ॥ રાણી પ્રતે મહીપતિ કહે, કેણે દૂહવ્યાં તુમને આજ હો ॥ ન૦ ॥ બહુ મૂલા તમે બેરખા, કેમ કીધા કળાવતી કાજ હો ॥ ન૦ ॥ શિ૦ ॥ ૧૨ ॥ મેં ન ઘડાવ્યા બેરખા, તસ ખબર નહીં મુજ કાંય હો ॥ ન૦ ॥ પૂછી નિરતિ કરો તુમે, સુણી લીલાવતી તિહાં જાય હો ॥ ન૦ ॥ શિ૦ ॥ ૧૩ ॥ રાય છાનો ઉભો રહ્યો, તવ પૂછે લીલાવતી તેહ હો ॥ ન૦ ॥ સાચું કહો બાઇ કળાવતી, કેણે દીધા બેરખા એહ હો ॥ ન૦ ॥ શિ૦ ॥ ૧૪ ॥ હું ઘણી જેહને વાલહી, તેણે મોકલ્યા મુજને એહ હો ॥ ન૦ ॥ રાત દિવસ મુજ સાંભરે, પણ ભાઇ ન કહ્યો તેહ હો ॥ ન૦ ॥ શિ૦ ॥ ૧૫ ॥ રાજા ક્રોધાતુર થયો, સુણી કળાવતીનાં વચન્ન હો ॥ ન૦ ॥ પ્રીતિ પૂરવલા પુરૂષશું, મૂક્યા એ તેણે પ્રચ્છન્ન હો ॥ ન૦ ॥ શિ૦ ॥ ૧૬ ॥ કોલ દિયો લીલાવતી ભણી, દોય બેરખા સેંતી બાંહ હો ॥ ન૦ ॥ છેદાવી તુજને દીઊં, સુણી પામી પરમ ઉત્સાહ હો ॥ નરિંદ ॥ શિયળતણા ગુણ સાંભળો ॥ ૧૭ ॥

## ઢાળ ૨ જી.

( સુણ સુણ રે ગૌતમ, સમય મ કરીશ પ્રમાદ.—એ દેશી. )

રાયે હુકમ એહવો કર્યો જી, ચંડાળને તેણી વાર ॥ કળાવતી કર કાપિને જી, આણી દ્યો એણીવાર ॥ સુણ સુણ રે પ્રાણી, કર્મતણાં ફળ એહ ॥ ૧ ॥ એ આંકણી ॥ જન્માંતર જીવે કિયાં જી, આવે ઉદય સહી તેહ ॥ સુણ સુણ રે પ્રાણી ॥ કર્મ૦ ॥ ૨ ॥ સાંભળી અંત્યજ થરહર્યો જી, ચંડાળીને કહે તેહ ॥ રાય હુકમ રૂડો નહીં જી, મૂકીયે નગરી એહ ॥ સુણ૦ ॥ કર્મ૦ ॥ ૩ ॥ પાપિણી કહે તું શું બીહે જી, એ છે માહરૂં કામ ॥ શિર નામી ઊભી રહી જી, રાયે ખડગ દીયો તામ ॥ સુણ૦ ॥ કર્મ૦ ॥ ૪ ॥ રથ જોડી રંડા કહે જી, બેસો આપ ઇણ માંહ ॥ પીયર તુજને મોકલે જી, રાય ધરી બ

હુ ચાહ ॥ સુણ૦ ॥ કર્મ૦ ॥ ૫ ॥ ગળીયલ માફા કેહવા જી, શ્યામ વૃષભ વળિ કેમ ॥ પુત્ર ગ્રહે નહી ગયને જી, કીધો કારણ એમ ॥ સુણ૦ ॥ કર્મ૦ ॥ ૬ ॥ રથ બેસારી ગનમા જી, ચાલી ઉજડ વાટ ॥ સૂકે વને રથ છોડીયો જી, ગણી પામી ઉચાટ ॥ સુણ૦ ॥ કર્મ૦ ॥ ૭ ॥ પીયર મારગ એ નહી જી, ચંડાળી કહે તામ ॥ રાયે મુજને મોકલી જી, કર કાપણને કામ ॥ સુણ૦ ॥ કર્મ૦ ॥ ૮ ॥ જમણો પોતે છેદીયો જી, ડાબો ચંડાળિયે લીધ ॥ બેરખાસહિત બેહુ કર ગ્રહી જી, આણી રાયને દીધ ॥ સુણ૦ ॥ કર્મ૦ ॥ ૯ ॥ નારી ભ્રાત નામ નિરખતાં જી, મૂર્છાણો તતકાળ ॥ શીતળ વાયે સજ્જ કર્યો જી, રોવે તવ મહીપાળ ॥ સુણ૦ ॥ કર્મ૦ ॥ ૧૦ ॥ કિમી કુમતિ મુજ ઊપની જી, કીધો મબળ અન્યાય ॥ એ જીવ્યું કોણ કામનુ જી, રાજ રમણી ન સુહાય ॥ સુણ૦ ॥ કર્મ૦ ॥ ૧૧ ॥ ચય ગ્ચાવી ચંદને જી, બળવાને તિહા જાય ॥ લોક મળી વારે ઘણુ જી, વચન ન માને રાય ॥ સુણ સુણ રે પ્રાણી, કર્મતણા ફળ એહ ॥ ૧૨ ॥

ઢાળ ૩ જી

( વામાજીનો કુંઅર લાડણો.—એ દેશી. )

કળાવતીને જે થયો, તે સુણજો પ્રતિકાર ॥ ભવિ પ્રાણી ॥ કર છેદન વેદનથકી, સુત જનમ્યો તેણિવાર ॥ ભવિ પ્રાણી ॥ ૧ ॥ શિયળનો મહિમા જાણીયે, શિયળે સંપત્તિ થાય ॥ ભવિ૦ ॥ એ આંકણી ॥ વિઘન વિષમ દૂરે ટળે, સુર નર પ્રણમે પાય ॥ ભવિ૦ ॥ શિ૦ ॥ ૨ ॥ પુત્ર પ્રત્યે કહે પદમિણી, શું કરૂં તાહરી માર ॥ ભવિ૦ ॥ મારી કૂખે અવતર્યો, તું નિર્ભાગ્ય કુમાર ॥ ભવિ૦ ॥ શિ૦ ॥ ૩ ॥ અશુચિપણુ કેમ ટાળનું, પાળશું એ કેમ બાળ ॥ ભવિ૦ ॥ શોચ કરે રોવે વળી, વન મેહોર્યો તતકાળ ॥ ભવિ૦ ॥ શિ૦ ॥ ૪ ॥ શિયળે મૂકી નદી વહી, પાણી આવ્યુ નજીક ॥ ભવિ૦ ॥ જાણે કે જળ લેઇ જાયશે, વચ્ચે બેઠી નિર્ભીક ॥ ભવિ૦ ॥ શિ૦ ॥ ૫ ॥ આંટો દેઇ ચિહું દિશે, નદી વહી દોય ધાર ॥ ભવિ૦ ॥ બોળે બાહુ નિચિકરી જળમાંહે તેણીવાર ॥ ભવિ૦ ॥ શિ૦ ॥ ૬ ॥ નવપલ્લવ નવલી થઇ, બેરખા સેંતી બાંહ ॥ ભવિ૦ ॥ બીજી પણ તિમહિજ થઇ, પામી પરમ ઉત્સાહ ॥ ભવિ૦ ॥ શિ૦ ॥ ૭ ॥ અચરિજ દેખી આવિયો, તાપસ એક તેણીવાર ॥ ભવિ૦ ॥ જનકનો મિત્ર જાણી કરી,

બોલાવે સુવિચાર ॥ ભવિ૦ ॥ શિ૦ ॥ ૮ ॥ રે પુત્રી ! તાપસ કહે, એકલી અટવી મઝાર ॥ ભવિ૦ ॥ કેમ આવી મુજને કહે, તવ ભાંખ્યો સઘળો વિચાર ॥ ભવિ૦ ॥ શિ૦ ॥ ૯ ॥ કોપ્યો તાપસ એમ કહે, રાજને કરૂં ઉતપાત ॥ ભવિ૦ ॥ કળાવતી તવ વિનવે, કોપ મ કરો મુજ તાત ॥ ભવિ૦ ॥ શિ૦ ॥ ૧૦ ॥ તાપસે તિહાં વિદ્યા બળે, અવલ રચ્યો આવાસ ॥ ભવિ૦ ॥ કળાવતી સુતશું તિહાં, અહોનિશ રહે ઉલ્લાસ ॥ ભવિ૦ ॥ શિ૦ ॥ ૧૧ ॥ કઠિયારા તેણે અવસરે, દેખી એહ વિચાર ॥ ભવિ૦ ॥ દોડયા દેવા વધામણી, રાજાને તેણીવાર ॥ ભવિ૦ ॥ શિ૦ ॥ ૧૨ ॥ મંત્રી અરજ કરે તિસે, સુણો રાજન સુકુમાળ ॥ ભવિ૦ ॥ અવધિ દીયો એક માસની, ખબર કરૂં તતકાળ ॥ ભવિ૦ ॥ શિ૦ ॥ ૧૩ ॥ એમ કહી શોધ કરણ ચલે, એહવે આવ્યા કઠિયાર ॥ ભવિ૦ ॥ રાણીની વિગત કહી સવે, હરખ્યો ચિત્ત મઝાર ॥ ભવિ૦ ॥ શિ૦ ॥ ૧૪ ॥ સૂકું વન સવિ મોરિયું, સૂકી નદી વહે પૂર ॥ ભવિ૦ ॥ રાણીયે સુત તિહાં જનમિયો, કર ઊગ્યા સસનૂર ॥ ભવિ૦ ॥ શિ૦ ॥ ૧૫ ॥ રાજાને જઇ વિનવ્યો, પામ્યો હરખ વિશાળ ॥ ભવિ૦ ॥ રાણીને તેડવા મોકલ્યો, મંત્રીને તતકાળ ॥ ભવિ૦ ॥ શિ૦ ॥ ૧૬ ॥ રાય રાણી મન રંગશું, આવ્યાં નગર મઝાર ॥ ભવિ૦ ॥ ઉચ્છવ રંગ વધામણાં, હુવો તે જય જયકાર ॥ ભવિ૦ ॥ શિ૦ ॥૧૭॥

## ઢાળ ૪ થી.

( આદર જીવ ક્ષમા ગુણ આદર.—એ દેશી. )

એક દિન રાય રાણી મન રંગે, વનમાં ખેલણ જાવે જી ॥ તવ તિહાં સાધુ ધર્મ ધુરંધર, તેહનો દરશણ પાવે જી ॥ ૧ ॥ ભવિયણ ધર્મ કરો મન શુદ્ધે, ધરમે સંપત્તિ થાય જી ॥ એ આંકણી ॥ ધરમે મનવંછિત સવિ હોવે, ધર્મે પાપ પલાય જી ॥ ભવિ૦ ॥ ૨ ॥ પય પ્રણમી સાધુને પૂછે; ભગવંત મુજને ભાંખો જી ॥ રાણી કર છેદ્યા કિણ કારણ, તેહનો ઉત્તર દાખો જી ॥ ભવિ૦ ॥ ૩ ॥ સાધુ જ્ઞાની એણીપરે બોલે, મહાવિદેહમાં રહેતાં જી, માહેંદ્રપુરી નયરી નૃપ વિક્રમ, લીલાવતી વિલસંતાં જી ॥ ભવિ૦ ॥ ૪ ॥ પુત્રી પ્રસવી રૂપ અનોપમ, સુલોચના ગુણખાણી જી ॥ વિદ્યાવંત વિદેશી સૂડો, વદતો અમૃત વાણી જી ॥ ભવિ૦ ॥ ૫ ॥ સુલોચના સોવન પિંજરમાં, સૂડો ચાલી રાખે જી ॥ ગાડા ગૂઢા નવલા ગાવે, મનોહર મેવા ચાખે જી

॥ ભવિ૦ ॥ ૬ ॥ મનનાં કીર વિમાસે એહનુ, પિંજર બંધન રહેવા જી ॥ આશ પરાઇ કરવી અહોનિશ, પરવશ સુખ ન લહેવો જી ॥ ભવિ૦ ॥ ૭ ॥ એક દિન પિંજર બાર ઉઘડિયો, પોપટ તવ નિકળીયો જી ॥ વનમાં તરુ શાખાયે બેઠો, મનવંછિત સવિ ફળિયો જી ॥ ભવિ૦ ॥ ૮ ॥ સુલોચના સૂડાને વિરહે, તતક્ષણ મૂર્છિત થાવે જી ॥ રાજા પાશ નખાવી સૂડો, બંધાવીને લાવે જી ॥ ભવિ૦ ॥ ૯ ॥ રીસાણી સૂડાશુ કુમરી, પાખો બેહુ તસ છેદે જી ॥ સૂડો પણ તનુ મોહ તજીને, ભૂખ તૃષા બહુ વેદે જી ॥ ભવિ૦ ॥ ૧૦ ॥ શુભ પરિણામે સૂડો ચવિ રે, સુરલોકે સુર થાવે જી ॥ કુમરી તસ વિરહે તનુ તજીને, દેવાંગના પદ પાવે જી ॥ ભવિ૦ ॥ ૧૧ ॥ સુરલોકે સુર સુખ વિલસીને, ઇહા કણે રાજા હુવો જી ॥ દેવી પણ તે ત્યાથી ચવીને, હુઇ કમળાવતી જૂઓ જી ॥ ભવિ૦ ॥ ૧૨ ॥ પૂરવ વૈર ઇહા તુજ પ્રગટયો, તિણ કારણ કર છેદ્યા જી ॥ જન્માતર કીધાં જે જીવે, નવિ છૂટે વિણ વેદ્યાં જી ॥ ભવિ૦ ॥ ૧૩ ॥ રાજા રાણી સુણીને તતક્ષણ, જાતિસમરણ જ્ઞાને જી ॥ પૂરવ ભવ સંપૂરણ પેખે, તહત્તિ કરીને માને જી ॥ ભવિ૦ ॥ ૧૪ ॥ કરમતણી ગતિ વિરુઇ જાણી, વૈરાગે મન ભીનો જી ॥ રાજા રાણી નિર્મળ ભાવે, સંયમ મારગ લીનો જી ॥ ભવિ૦ ॥ ૧૫ ॥ તપ બળ ધ્યાન શુકલ આરાધી, ભવબંધન સવિ ઝોડયા જી ॥ રાજા રાણી કેવળ પામી, શિવરમણી સુખ જોડયાં જી ॥ ભવિયણ ધર્મ કરો મન શુદ્ધે ॥ ૧૬ ॥

કળશ—ઇમ દુરિત ખંડણ શિયળ મંડણ, આરાધી શિવપદ લહ્યો ॥ સંવત અઢાર પાત્રીશ શ્રાવણ, શુકલ પંચમી દિન કહ્યો ॥ લોંકા ઋષિ શ્રી કરમશી તસ, શિષ્ય રંગે ઉચ્ચરે ॥ ભુજનગર ભાવે રહી ચોમાસુ, માનસિંહ જય જય વરે ॥ ૧ ॥ ઇતિ ॥

## અથ શ્રી ઇષુકાર કમળાવતીનું પટઢાલિયું.

### દોહા.

ચોવીશ જિનવર નમું, સમરી સરસતિ માય ॥ સાધુતણા ગુણ ગાયતા, મુજ મન આણંદ થાય ॥ ૧ ॥ ૭ જીવ સંયમ પાળીને, પહોત્યા સુગતિ મઝાર ॥ સંક્ષેપે કરી વર્ણવુ, સૂત્રતણે અનુસાર ॥ ૨ ॥ સાધુ માર્ગે ચાલતા, ભૂલા પડ્યા વનમાંહ ॥ ભૂખ તૃષાયે પીડિયા, ગો

વાળ મળ્યા ઉત્સાહ ॥ ૩ ॥ આગત સ્વાગત બહુ કરી, લેઇ ગયા નિજ ગેહ ॥ ભાત પાણી પ્રતિલાભિયા, આણી અધિક સનેહ ॥ ૪ ॥ તિહાં મુનિ દીધી દેશના, ભાંખ્યો અથિર સંસાર ॥ વાણી સુણી છએ સમજિયા, લીધો સંયમ ભાર ॥ ૫ ॥ ગોવાળિએ તે છએ જણા, પાળી સંયમ સાર ॥ દેવલોકે જઇ ઉપન્યા, એક વિમાન મઝાર ॥ ૬ ॥ તિણમેં ચાર જીવે મળી, આરાધી જિન આણ ॥ દોયે સ્રીવેદ બાંધીયો, કાંઇક માયા પ્રમાણ ॥ ૭ ॥ દેવતણાં સુખ ભોગવી, પુણ્યતણે સુપસાય ॥ ઉત્તમ કુળે ઇહાં ઉપન્યા, તે સુણજો હિત લાય ॥ ૮ ॥

## ઢાળ ૧ લી.

જંબૂદ્વીપના ભરતમાં, નગરી નામે ઇષુકાર રે ॥ ઋદ્ધિ સમૃદ્ધિ કરી શોભતી, સ્વર્ગપુરી અનુહાર રે ॥ પુણ્યતણાં ફળ જાણીયે, પુણ્યે સવિ સુખ થાય રે ॥ પુણ્ય૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ પુણ્યથકી સંપત્તિ મળે, પુણ્યે વંછિત હોય રે ॥ પરભવ જાતાં જીવને, પુણ્ય સખાઇ જોય રે ॥ પુણ્ય૦ ॥ ૨ ॥ તિણ નગરે રાજા હુતો, ગુણવંતી તસ નાર રે ॥ તસ કૂખે આવી ઊપન્યો, જનમ્યો શુભ તિથિ વાર રે ॥ પુણ્ય૦ ॥ ૩ ॥ માત પિતાએ થાપિયું, નામ ભલું ઇષુકાર રે ॥ પંચ ધાવે કરી ઊછર્યો, ભણ્યો કળા બહુ પ્રકાર રે ॥ પુણ્ય૦ ॥ ૪ ॥ બીજો જીવ વળિ ઊપન્યો, કોઇક નગરી મઝાર રે ॥ કમળાવતી રૂપે રૂયડી, શિળાદિક ગુણ ધાર રે ॥ પુણ્ય૦ ॥ ૫ ॥ જોવનવય દોય પામિયાં, પૂરવ કર્મ વિકાર રે ॥ માત પિતાયે પરણાવિયાં, સુખ ભોગવે સંસાર રે ॥ પુણ્ય૦ ॥ ૬ ॥ પુરોહિત હુતો રાયનો, નારી હુતી ગુણ ખાણ રે ॥ તસ ઉદરે આવી ઊપન્યો, ત્રીજો પુણ્ય પ્રમાણ રે ॥ પુણ્ય૦ ॥ ૭ ॥ પૂરે માસે જનમીયો, ભૃગુ દીધો વળી નામ રે ॥ ભણી ગણી પંડિત થયો, જોવનવય પામ્યો તામ રે ॥ પુણ્ય૦ ॥ ૮ ॥ ચોથો જીવ પુત્રીપણે, બ્રાહ્મણ કુળે અવતાર રે ॥ જસાપત્ની નામે ભલી, તે ભૃગુ પુરોહિત થઇ નાર રે ॥ પુણ્ય૦ ॥ ૯ ॥ હવે ઇષુકાર રાજા થયો, રાજ્ય પાળે સુખકાર રે ॥ પુરોહિતપદ ભૃગુને દીયો, જગ જસ તેહનો વિસ્તાર રે ॥ પુણ્ય૦ ॥ ૧૦ ॥ ઇષુકારને કમળાવતી, ભૃગુને જસાપત્ની નાર ॥ સુખ ભોગવે સંસારનાં, ચારે જીવ ઉદાર રે ॥ પુણ્ય૦ ॥ ૧૧ ॥ સોના રૂપા આદે કરી, ધનનો કાંઇ નહીં પાર રે ॥ પણ પુરોહિતને પુત્ર રે જ નહીં, દુઃખ ધરે સ્રી ભરતાર રે ॥ પુણ્ય૦ ॥ ૧૨ ॥ દિશા સૂની

વિધુ બંધવા, ઘર સૂનુ વિણ પુત્ર રે ॥ તે કારણ બહુ વિધ ઘણા, ઉ-પાય કરે અદ્ભૂત રે ॥ પુણ્ય૦ ॥ ૧૩ ॥ સબંધ હુવે જેહ જીવથી, તે મેળવિયા જગમાંહે રે ॥ પહેલી ઢાળ કહી ભલી, માલમુનિ ઉ-ત્સાહે રે ॥ પુણ્યતણાં૦ ॥ ૧૪ ॥

દોહા

સુખ ભોગવતાં સ્વર્ગનાં, તબ તે દોનુ દેવ ॥ ચ્યવન ચિન્હ જાણી કરી, અવધિ જોઇ તતખેવ ॥ ૧ ॥ અમે ઉપજશું બિહું જણા, પુરોહિત સુત સુખકાર ॥ નિમિત્ત રૂપ લેઇ આવિયા, તિણ નગરીને બહાર ॥ ૨ ॥ નિમિત્ત ભાખે બહુ જન પ્રતે, જશ વાધ્યો પુરમાંહ ॥ તે સાંભળી પ્રશ્ન પૂછવા, આવ્યા પુરોહિત શ્રી ત્યાહ ॥ ૩ ॥ પુરો-હિત કહે રે નિમિત્તિઆ, જો મુજ પુત્રજ હોય ॥ તમે કહો તે હું કરૂં, તવ બોલ્યા નિમિત્તક દોય ॥ ૪ ॥ પુત્ર હોશે દોય તુમ સહી, પણ લેશે સંયમભાર ॥ નાકારો કરવો નહી, તેણે માન્યું વચન તેવાર ॥ ૫ ॥ કોલ દેઇને દેવતા, ગયા પોતાને ઠામ ॥ કાળ સમે દેવથી ચ-વી, ઉપન્યા યુગલપણે તામ ॥ ૬ ॥

ઢાળ ૨ જી

( દાન કહે જગ હું વડો.—એ દેશી. )

માત પિતા તવ હરખિયા, જનમ્યા પૂરે માસ હો ॥ ભવિજન ॥ મહા મહોચ્છવે નામ થાપિયુ, દેવભદ્ર જશોભદ્ર તામ હો ॥ ભવિજન, એક ચિત્તે કરી સાભળો ॥ ૧ ॥ એ આંકણી ॥ અનુક્રમે તે મ્હોટા થયા, ભણ્યા શાસ્ત્ર વિચાર હો ॥ ભ૦ ॥ માત પિતા મન ચિંતવે, હવે કેમ રાખશુ કુમાર હો ॥ ભ૦ ॥ ૨ ॥ બ્રહ્મપુરી વાસી નવી, વસિયા તિણહિજ ઠામ હો ॥ ભ૦ ॥ સાધુ બ્હીકે નગરી તજી, વળિ પુત્ર તેડી કહે આમ હો ॥ ભ૦ ॥ ૩ ॥ મોકળા કેશને મુહપ-ત્તિ, મેલા વસ્ત્રને મેલા ગાત્ર હો ॥ ભ૦ ॥ હાથમા ઓળી રાખે વ-ળી, માહે કાંસી પાળી કાત્ર હો ॥ ભ૦ ॥ ૪ ॥ સુખ મીઠા ધીઠા ઘ-ણા, વસ્ત્ર વીંટીને રાખે શસ્ત્ર હો ॥ ભ૦ ॥ હળવે જોઇ પગલાં ભરે, પણ છે તેહ કુપાત્ર હો ॥ ભ૦ ॥ ૫ ॥ રંગ રંગીલા પાતરાં, હાથ અમૂલક લોટ હો ॥ ભ૦ ॥ નામ ધરાવે સાધુ જી, હિયામાં રાખે ચો-ર હો ॥ ભ૦ ॥ ૬ ॥ દીન હીન દયામણા, પણ માયાના પાસ હો ॥ ભ૦ ॥ હિમના અતિ કમળા, મ કરશો તેહનો વિશ્વાસ હો ॥ ભ૦

॥ ૭ ॥ તે દેખી તુમે નાસજ્યો, આવજ્યો આપણે ગેહ હો ॥ ભ૦ નહીં કાં તુમને મારશે, કાપશે કાન નાક તેહ હો ॥ ભ૦ ॥ ૮ ॥ ઇત્યાદિક બંધે કરી, ભોળવ્યા તે દોય બાળ હો ॥ ભ૦ ॥ જેમ પશુ પંખી શિખવ્યા, શિખે તેહજ ચાલ હો ॥ ભ૦ ॥ ૯ ॥ ચરસશરિરી જીવડા, મોહતણે વશ હોય હો ॥ ભ૦ ॥ તરણ તારણ સાધુ નાવને, ફાંસીયા કહ્યા તે સોય હો ॥ ભ૦ ॥ ૧૦ ॥ ધિક ધિક મોહ વિટંબના, જેહની અવળી નીતિ હો ॥ ભ૦ ॥ માત પિતા જિમ ભોળવ્યા, કુમર ચાલે તેહ રીત હો ॥ ભ૦ ॥ ૧૧ ॥ નગર જોવાને નિકળ્યા, તવ દીઠા અણગાર હો ॥ ભ૦ ॥ બ્હીકે નાશી તરૂ ચઢ્યા, પેખે સયળ વિચાર હો ॥ ભ૦ ॥ ૧૨ ॥ મુનિ પણ તરૂ તળે આવીને, સાચવે સાધુની રીત હો ॥ ભ૦ ॥ તે દેખી વૈરાગિયા, તવ મન આવી પ્રીત હો ॥ ભ૦ ॥ ૧૩ ॥ અહો એ જીવ જયણા કરે, તે કેમ કરે પરઘાત હો ॥ ભ૦ ॥ અમને પિતાયે ભોળવ્યા, મોહતણે અવદાત હો ॥ ભ૦ ॥ ૧૪ ॥ ઉહાપોહ કરતાં થકાં, જાતિસમરણ લાધ હો ॥ ભ૦ ॥ પૂરવ ભવ દેખી કરી, ઉતરી વાંદ્યા સાધ હો ॥ ભ૦ ॥ ૧૫ ॥ સફળ થયો દિન આજનો, ભેટ્યા મહા મુનિરાય હો ॥ ભ૦ ॥ બીજી ઢાળે એહવા, માલમુનિ નમે પાય હો ॥ ભ૦ ॥ ૧૬ ॥

---

## દોહા.

જાતિસમરણ ઉપન્યો, જાણ્યો સરવ વિચાર ॥ તપ સંયમ પાળ્યાં હતાં, તે દીઠાં તેણીવાર ॥ ૧ ॥ કામભોગથી ઊભગ્યા, સંસારિક સુખ જેહ ॥ શિવસુખ અભિલાષી થયા, ઉપની શ્રદ્ધા એહ ॥ ૨ ॥ વૈરાગે મન વાળિયું, જાણ્યો અથિર સંસાર ॥ પરભવ જાતાં જીવને, એક જિન ધર્મ આધાર ॥ ૩ ॥ માત પિતા એ કેહનાં, કેહનાં ધન પરિવાર ॥ સ્વારથનાં સહુકો સગાં, નાવે જીવની લાર ॥ ૪ ॥ ઘર આવી કહે માતને, અનુમતિ દ્યો શ્રીકાર ॥ ધર્મરત્ન પામ્યા અમે, લેશું સંયમ ભાર ॥ ૫ ॥ કુમરતણાં વયણાં સુણી, માત તાત તેણિવાર ॥ મોહતણે વશ જે પડ્યા, તે સુણજો અધિકાર ॥ ૬ ॥ માય કહે સુણો નાનડા, એમ કેમ બોલો વાણ ॥ અમ મન આશા છે ઘણી, તુમે દોય જીવનપ્રાણ ॥ ૭ ॥ પુરોહિત બ્રાહ્મણ દૂમણો, ઘણું થઇ દિલગીર ॥ ઉત્તર પ્રત્યુત્તર ઘણા, નયણે ઝરંતે નીર ॥ ૮ ॥

ઢાળ ૩ જી

( આછે લાલની દેશી. )

સુણો વચ્છ માહરી વાત, વેદ વાણી સાક્ષાત ॥ આછે લાલ ॥ અપુત્રીયાને સ્વર્ગ છે નહી જી ॥ ૧ ॥ વેદ ભણી કુળ સૂત, હોમ જગન કરી પૂત્ર ॥ આછે૦ ॥ વિપ્ર જમાવો તમે વેગશુ જી ॥ ૨ ॥ પરણી વિલસો ભોગ, મળિયો સર્વ સંયોગ ॥ આછે૦ ॥ પુત્ર થયાં સંયમ ગ્રહો જી ॥ ૩ ॥ સુખ વિલસો હિ નાર, ટાળી વિષય વિકાર ॥ આછે૦ ॥ ઘરભાર સોંપી પૂત્રને જી ॥ ૪ ॥ વળતા દોનુ કુમાર, તાત ને કહે સુવિચાર ॥ આછે૦ ॥ મિથ્યા વાણીએ કોઇ નવિ તર્યો જી ॥ ૫ ॥ ભણે વેદ અપાર, ન કરે કરણી લગાર ॥ આછે૦ ॥ વેદ ન તારે કોઇ જીવને જી ॥ ૬ ॥ કરે બહુ જીવ સંહાર, તે જાય નરક મઝાર ॥ આછે૦ ॥ હિંસાએ ધર્મ ભાખે નહી જી ॥ ૭ ॥ તેહને ગુરુ બુદ્ધિ આણ, કોઇ જમાડે અજાણ ॥ આછે૦ ॥ માઠી ગતિ પામે સહી જી ॥ ૮ ॥ દુઃખ આવે જેણીવાર, ટાળે ન કોઇ લગાર ॥ આછે૦ ॥ સગાં સંબધી ટગમગ જુએ જી ॥ ૯ ॥ હોમ જગન વળિ જેહ, નવિ તારે જીવને તેહ ॥ આછે૦ ॥ દયાસે આત્મહોમ યજ્ઞ છે જી ॥ ૧૦ ॥ એ દેહ અનિત્ય અસાર, ભોગ અશુચિ ભંડાર ॥ આછે૦ ॥ કિંપાકફળની છે ઊપમા જી ॥ ૧૧ ॥ ક્ષણમાત્રના છે સુખ, તે પામે બહુળા દુઃખ ॥ આછે૦ ॥ ભોગ અનર્થની ખાણ છે જી ॥ ૧૨ ॥ કાયા માયા પરિવાર, સુપનાગત સંસાર ॥ આછે૦ ॥ રમત બાજીગર સમ અછે જી ॥ ૧૩ ॥ વચ્છ વિચારી જોય, જીવ શરીર એક હોય ॥ આછે૦ ॥ પરભવ ફળ કોણ ભોગવે જી ॥ ૧૪ ॥ અરણિમા અગ્નિ જેમ, જીવ કાયામાહિ તેમ ॥ આછે૦ ॥ દેહ વિલસે જીવ વિણસે સહી જી ॥ ૧૫ ॥ વર્ણાદિસહિત જે હોય, પુદ્‌ગળ વિણસે સોય ॥ આછે૦ ॥ જીવ અરૂપી વર્ણાદિક નહી જી ॥ ૧૬ ॥ હોમ યજ્ઞાદિક વાત, તો કિમ કરશા અવદાત ॥ આછે૦ ॥ જીવ કાયા તે જુદા અછે જી ॥ ૧૭ ॥ જબ અમે હુતા અજાણ, તબ નાની તુમ આણ ॥ આછે૦ ॥ વાત ખોટી ન સમાચરૂ જી ॥ ૧૮ ॥ જન્મ મરણ જરા રોગ, દુઃખતણા છે સંયોગ ॥ આછે૦ ॥ રતન પામ્યુ ગૃહાવાસમાં જી ॥ ૧૯ ॥ રાત દિવસ જે જાય, તે તો લેખે ન થાય ॥ આછે૦ ॥ ધર્મ વિહુણા જાણો સહી જી ॥ ૨૦ ॥ એહ સંસાર અસાર, ભોગ અશુચિ ભંડાર ॥ આ-

છે૦ ॥ કાયા માયા સવિ કારમી જી ॥ ૨૧ ॥ નર સુખ બિંદુ સમાન, દેવ સુખ ઉદધિ પિછાન ॥ આછે૦ ॥ અલ્પ સુખે કોણ હારશે જી ॥ ૨૨ ॥ અમે જાણ્યાં સર્વ અસાર, લેશું સંયમભાર ॥ આછે૦ ॥ અનુમતિ દીયો માત તાતજી ॥ ૨૩ ॥ શાશ્વતાં સુખની ચાહ, હવે મન એહ ન સુહાય ॥ આછે૦ ॥ જન્મ મરણથકી ઊભગ્યા જી ॥ ૨૪ ॥ તે માટે મૂકું સંસાર, ઢાળ ત્રીજી સુખકાર ॥ આછે લાલ ॥ માલમુનિ કહે ભાવશું જી ॥ ૨૫ ॥

## દોહા.

સાચી વાત તેં સુત કહી, સમજ્યો ધર્મ વિચાર ॥ જીવ કાયા જૂદાં સહી, પણ મુજ વિંનતી અવધાર ॥ ૧ ॥ હમણાં આપણ બેહુ જણા, એકઠા વસિય સંસાર ॥ પછી સંયમ લેશું સહી, કરશું ઉગ્ર વિહાર ॥ ૨ ॥ મિત્રાઇ હોવે મરણશું, જમ આવે ફરી જાય ॥ ખબર પડે જો મરણની, તો મુજથી રહેવાય ॥ ૩ ॥ અમર છાપ લિખી નાવિયા, તો કેમ રહું સંસાર ॥ સાચો ધર્મ પામ્યા પછી, ન કરૂં ઢીલ લગાર ॥ ૪ ॥ પુત્ર વચણ એહવાં સુણી, પુરોહિત પામ્યો વૈરાગ ॥ નારી પ્રત્યે આવી કહે, તે સુણજો વડભાગ ॥ ૫ ॥

## ઢાળ ૪ થી.

( જીરણશેઠની સજ્ઝાયની દેશી. )

પુરોહિત કહે નારી સુણો જી રે, પુત્ર પામ્યા રે વૈરાગ ॥ દિક્ષા લેશે તે સહી જી રે, કરશે સંસારનો ત્યાગ ॥ નારી જી રે, સાંભળો માહરી વાત ॥ ૧ ॥ એ આંકણી ॥ પુત્ર વિના જીગતું નહીં જી રે, રહેવું આપણને સંસાર ॥ યોગ વેળા છે આપણી જી રે, તજીયે મોહ વિકાર ॥ નારી જી૦ ॥ ૨ ॥ તરૂ શોભે શાખે કરી જી રે, શાખ વિણ ઠુંઠ અસાર ॥ પંખી શોભે પાંખે કરી જી રે, પંખ વિણ દુઃખ અપાર ॥ નારી જી૦ ॥ ૩ ॥ વહાણ વેપારી ધને કરી જી રે, ધન વિણ શોચ વિચાર ॥ રાજા શોભે સૈને કરી જી રે, સૈન વિણ ન શોભે લિગાર ॥ નારી જી૦ ॥ ૪ ॥ તિમ પુત્ર વિણ હું શોભું નહીં જી રે, અમે લેશું સંયમભાર ॥ તવ નારી કહે સાંભળો જી રે, પ્રીતમ પ્રાણ આધાર ॥ પ્રીતમ જી સાંભળો૦ ॥ ૫ ॥ પુત્ર જાય તો જાવા દીયો જી રે, આપણ રહેશું ઘરવાસ ॥ જોગવાઇ સરવે ઘણી જી રે, વિલસીએ લીલ વિલાસ ॥ પ્રીતમ જી૦ ॥ ૬ ॥ સંસાર સુખ રૂડાં મળ્યાં જી રે,

૧૬ ॥ તપ જપ સંયમ પાળીને રે, ઉપન્યું કેવળજ્ઞાન ॥ કર્મ ખપાવી મુગતે ગયા રે, એ જીવ સુગુણ નિધાન રે ॥ ભવિયણ સાંભળો ॥ કહે૦ ॥ ૧૭ ॥ ઉત્તરાધ્યયન એ સૂત્રમે રે, ચઉદમે છે વિસ્તાર ॥ તેહ થકી મે વર્ણવ્યો રે, પટ ઢાળે કરી સાર રે ॥ ભવિ૦ ॥ ૧૮ ॥ સંવત અઢાર પંચાવને રે, જ્યેષ્ઠ વદી ત્રીજ ગુરૂવાર ॥ અંજાર ગેહેર ગોહામણું રે, લોંકાગચ્છ સુખકાર રે ॥ ભવિ૦ ॥ ૧૯ ॥ ગચ્છપતિ શ્રી ખૂબચંદજી રે, તસ શાસન સુખદાય ॥ પૂજ્ય નાથાજી પસાયથી રે, બાલમુનિ ગુણ ગાય રે ॥ ભવિયણ સાંભળો ॥ ૨૦ ॥ ઇતિ ॥

---

## अथ श्री पांचसमवायनुं पटढालियुं.

### દોહા

સિદ્ધારથ સુત વંદીયે, જગદિપક જિનરાજ, વસ્તુ તત્વ સવિ જાણીએ, જસ આગમથી આજ ॥ ૧ ॥ સ્યાદ્વાદથી સપજે, સકળ વસ્તુ વિખ્યાત ॥ સપ્તભંગ રચના વિના, બંધ ન બેસે વાત ॥ ૨ ॥ વાદ વદે નય જૂજવા, આપ આપણે ઠામ ॥ પૂરણ વસ્તુ વિચારતાં, કોઇ ન આવે કામ ॥ ૩ ॥ અંધ પુરૂષે એહ ગજ, ગ્રહી અવયવ એકેક ॥ દ્રષ્ટિવંત લહે પૂર્ણ ગજ, અવયવ મિળી અનેક ॥ ૪ ॥ સંગતિ સકળ નયે કરી, જુગતિ યોગ શુદ્ધ બોધ ॥ ધન્ય જિનશાસન જગ જયો, જિહા નહિ કાંઇ વિરોધ ॥ ૫ ॥

### ઢાળ ૧ લી.

રી, સ્યાદ્વાદ શુદ્ધ રૂપ રે ॥ નય
ભંગ અનૂપ રે ॥ શ્રી૦ ॥ ૧ ॥
વશ, સકળ જગત ગતિ હોય
કારજ કોઇ રે ॥ શ્રી૦ ॥
જનને પૂત રે ॥ કાળે બોલે
૩ ॥ કાળે દધયકી નહીં
કાળ ઉપાએ, કાળે ગ-
ર્ભે ચક્રવર્તી, વાસુ
ગુ કરતા ગુરુ સેવ
[illegible]

ઢાળ ૬-ઠ્ઠી.

( વીરો સાંભલ્યો.—એ દેશી. )

કહે રાણી કમળાવતી રે, સુણો રાજા ઇષુકાર ॥ ધન પરિવાર તજી કરી રે, પુરોહિત લીએ સંયમભાર રે ॥ કહે કમળાવતી ॥ ૧ ॥ કમળા કહે નરપતિ સુણો રે, પૂછું પ્રશ્ન એક ॥ ઉત્તર દેજો તેહનો રે, આણી મનશું વિવેક રે ॥ કહે૦ ॥ ૨ ॥ વમ્યા આહારને કોઇ ઇચ્છે રે, દાખો સુજને રે તેહ ॥ પ્રશંસા ન હોએ તેહની રે, રાય કહે કાગ શ્વાન જેહ રે ॥ કહે૦ ॥ ૩ ॥ એ ધન સુવર્ણ રયણનો રે, પુરોહિત કરે પરિહાર ॥ તુમે પૃથ્વીપતિ રાજીયા રે, કેમ લેશો વમ્યો આહાર રે ॥ કહે૦ ॥ ૪ ॥ સર્વ જગ હોવે તુમ ઘરે રે, જો સર્વ ધન તુમ હોય ॥ તૃપતિ ન પામે તોહિ જીવડો રે, ત્રાણ શરણ નવિ કોય રે ॥ કહે૦ ॥ ૫ ॥ પરભવ ચાલે તુમ તણે રે, તો લીયો પુરોહિત વિત્ત ॥ તે તો રાણી ધન ઇહાં રહે રે, તો કેમ કરો અનિત રે ॥ કહે૦ ॥ ૬ ॥ એક દિન મરવું છે સહી રે, છાંડી સર્વે રે સાથ ॥ પરભવ જાતાં જીવને રે, એક ધરમ સખાયો સાથ રે ॥ કહે૦ ॥ ૭ ॥ વિલંબ ન કીજે ધરમનો રે, ક્ષણ ક્ષણ ખુટે રે આય ॥ ધર્મ વિહુણી જે ઘડી રે, તે તો નિષ્ફળ જાય રે ॥ કહે૦ ॥ ૮ ॥ દશ દ્રષ્ટાંતે દોહિલો રે, લાધ્યો નર અવતાર ॥ પામીને કેમ હારિયે રે, જેહથી મુક્તિ દ્વાર રે ॥ કહે૦ ॥ ૯ ॥ કામભોગ મેં ભોગવ્યા રે, લાધ્યા વાર અનંત ॥ તૃપ્તિ ન પામ્યો જીવડો રે, ચેતો બહુ ગુણવંત રે ॥ કહે૦ ॥ ૧૦ ॥ આમિષસહિત જેમ પંખણી રે, પીડા સહે રે અપાર ॥ તે હું નરપતિ કેમ રહું રે, જાણ્યો અથિર સંસાર ॥ કહે૦ ॥ ૧૧ ॥ દવ બળતા જીવ દેખીને રે, બીજા હર્ષિત હોય ॥ જાણે ન હોશે અમારડે રે, પણ બળશે અંતે સોય રે ॥ કહે૦ ॥ ૧૨ ॥ એમ જગ બળતાં દેખીને રે, સ્વામી નવિ બૂઝે રે જીવ ॥ મરણ તો એક દિન આવશે રે, તવ મૂકાવશે ધનાદિ સદૈવ રે ॥ કહે૦ ॥ ૧૩ ॥ જેમ પંખી પિંજર પડયો રે, દેખે દુઃખ અપાર ॥ તેમ માયા બંધનમાં પડી રે, નવિ પામું રતિ લગાર રે ॥ કહે૦ ॥ ૧૪ ॥ કમળાવતીને વયણલે રે, બૂઝયો રાય ઇષુકાર ॥ નગર રાજ સ્ત્રી પરિહરી રે, ધન સોવન રયણ ભંડાર રે ॥ કહે૦ ॥ ૧૫ ॥ પુરોહિત પુત્ર કલત્રશું રે, રાય રાણી તેણીવાર ॥ સુગુરુ મુખે વ્રત ઉચ્ચર્યાં રે, લેઇ સંયમ કરે વિહાર રે ॥ કહે૦ ॥

૧૬ ॥ તપ જપ સંયમ પાળીને રે, ઉપન્યું કેવળજ્ઞાન ॥ કર્મ ખપાવી મુગતે ગયા રે, છએ જીવ સુગુણ નિધાન રે ॥ ભવિયણ સાંભળો ॥ ક- હે૦ ॥ ૧૭ ॥ ઉત્તરાધ્યયન એ સૂત્રમે રે, ચઉદમે છે વિસ્તાર ॥ તેહ થકી મેં વર્ણવ્યો રે, પટ ઢાળે કરી સાર રે ॥ ભવિ૦ ॥ ૧૮ ॥ સંવ ત અઢાર પંચાવને રે, જયેષ્ઠ વદી ત્રીજ ગુરૂવાર ॥ અંજાર નેહેર સો હામણું રે, લોંકાગચ્છ સુખકાર રે ॥ ભવિ૦ ॥ ૧૯ ॥ ગચ્છપતિ શ્રી ખૂબચંદજી રે, તસ શાસન સુખદાય ॥ પૂજ્ય નાથાજી પસાયથી રે, માલમુનિ ગુણ ગાય રે ॥ ભવિયણ સાંભળો ॥ ૨૦ ॥ ઇતિ ॥

---

## अथ श्री पांचसमवायनुं पटढालियुं.

### દોહા

સિદ્ધારથ સુત વંદીયે, જગદિપક જિનરાજ, વસ્તુ તત્ત્વ સવિ જાણીએ, જસ આગમથી આજ ॥ ૧ ॥ સ્યાદ્વાદથી સંપજે, સકળ વસ્તુ વિખ્યાત ॥ સપ્તભંગ રચના વિના, બંધ ન બેસે વાત ॥ ૨ ॥ વાદ વદે નય જૂજવા, આપ આપણે ઠામ ॥ પૂર્ણ વસ્તુ વિચારતાં, કોઇ ન આવે કામ ॥ ૩ ॥ અંધ પુરૂષે એક ગજ, ગ્રહી અવયવ એ કેક ॥ દ્રષ્ટિવંત લહે પૂર્ણ ગજ, અવયવ મિળી અનેક ॥ ૪ ॥ સંગતિ સકળ નયે કરી, જુગતિ યોગ શુદ્ધ બોધ ॥ ધન્ય જિનશાસન જગ જયો, જિહાં નહિ કાંઇ વિરોધ ॥ ૫ ॥

### ઢાળ ૧ લી.

શ્રી જિનશાસન જગ જયકારી, સ્યાદ્વાદ શુદ્ધ રૂપ રે ॥ નય એકાંત મિથ્યાત નિવારણ, અકળ અભંગ અનૂપ રે ॥ શ્રી૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ કોઇ કહે એક કાળતણે વશ, સકળ જગત ગતિ હોય રે ॥ કાળે ઉપજે કાળે વિણસે, અવર ન કારણ કોય રે ॥ શ્રી૦ ॥ ૨ ॥ કાળે ગર્ભ ધરે જગ વનિતા, કાળે જનમે પૂત રે ॥ કાળે બોલે કાળે ચાલે, કાળે ઝાલે ઘરસૂત રે ॥ શ્રી૦ ॥ ૩ ॥ કાળે દૂધથકી દહીં થાયે, કાળે ફળ પરિપાક રે ॥ વિવિધ પદારથ કાળ ઉપાએ, કાળે સહુ થાયે ખાખ રે ॥ શ્રી૦ ॥ ૪ ॥ જિન ચોવીસ બાર ચક્રવર્તી, વાસુ દેવ બળદેવ રે ॥ કાળે કવળિત કોઇ નવ દીસે, જસુ કરતા સુર સેવ રે ॥ શ્રી૦ ॥ ૫ ॥ ઉત્સર્પિણી અવસર્પિણી આરા, છએ ઋતુ. ઋતુ.

ભાત રે ॥ પટ ઋતુકાળ વિશેષ વિચારો, ભિન્ન ભિન્ન દિન રાત રે ॥ શ્રી૦ ॥ ૬ ॥ કાળે બાળ વિલાસ મનોહર, જોવન કાળા કેશ રે ॥ વૃદ્ધા પણ પળી વપુ અતિ દુર્બળ, શક્તિ નહીં લવલેશ રે ॥ શ્રી૦ ॥ ૭ ॥

દોહા.

સભા સમક્ષે તવ તિહાં, બોલે વાદી સ્વભાવ ॥ કાળ બાળ એ મુજથકી, કહો કિમ મંડે દાવ ॥ ૧ ॥ તિન લોકમાંહી કહ્યો, અધિકો મુજ ઉપગાર ॥ કોઇ ન જીતે જુગતિશું, નિસુણો તે અધિકાર ॥ ૨ ॥

ઢાળ ૨ જી.

( ગિરૂઆ ગુણ વિરજી.—એ દેશી. )

તવ સ્વભાવ વાદી વદે જી, કાળ કિશું કરે રંક ॥ વસ્તુ સ્વભાવે નિપજે જી, વિણસે તિમજ નિઃશંક ॥ સુવિવેક વિચારી, જુઓ જુઓ વસ્તુ સ્વભાવ ॥ ૧ ॥ એ આંકણી ॥ છતે યોગ જોવનવતી જી, વાંઝણી ન જણે બાળ ॥ મૂછ નહિ મહિલા મુખે જી, કર તળ ઊગે ન વાળ ॥ સુ૦ ॥ ૨ ॥ વિણ સ્વભાવ નવિ નિપજે જી, કેમ પદારથ કોય ॥ અંબ ન લાગે લીંબડે જી, વાય વસંતે જોય ॥ સુ૦ ॥ ૩ ॥ મોરપીંછ કુણ ચિતરે જી, કુણ કરે સંધ્યા રંગ ॥ અંગ વિવિધ સવિ જીવનાં જી, સુંદર નયન કુરંગ ॥ સુ૦ ॥ ૪ ॥ કાંટા બોર બબૂલના જી, કોણે અણીયાળા કીધ ॥ રૂપ રંગ ગુણ જૂજુઆ જી, તરુ ફળ ફૂલ પ્રસિદ્ધ ॥ સુ૦ ॥ ૫ ॥ વિષધર મસ્તક નિત્ય વસે જી, મણી હરે વિષ તતકાળ ॥ પર્વત થિર ચળ વાયરો જી, ઊર્દ્ધ અગ્નિની ઝાળ ॥ સુ૦ ॥ ૬ ॥ મચ્છ તુંબ જળમાં તરે જી, બૂડે કાગ પાષાણ ॥ પંખી જાત ગયણે ફિરે જી, ઇણિ પરે સયળ વિન્નાણ ॥ સુ૦ ॥ ૭ ॥ વાયુ સૂંઠથી ઉપશમે જી, હરડે કરે વિરેચ ॥ સીઝે નહીં કણ ગાંગડુ જી, શક્તિ સ્વભાવ અનેક ॥ સુ૦ ॥ ૮ ॥ દેશ વિશેષે કાષ્ટનું જી, ભૂંયમાં થાય પાષાણ ॥ શંખ અસ્થિનો નિપજે જી, ક્ષેત્ર સ્વભાવ પ્રમાણ ॥ સુ૦ ॥ ૯ ॥ રવિ તાતો શશિ શીતળો જી, ભવ્યાદિક બહુ ભાવ ॥ છએ દ્રવ્ય આપ આપણા જી, ન તજે કોય સ્વભાવ ॥ સુવિવિવેક વિચારી, જુઓ જુઓ વસ્તુ સ્વભાવ ॥ ૧૦ ॥

દોહા.

કાળ સ્વભાવ કહ્યા પછી, ભવિતવ્યતા બહુ કોડ ॥ બોલે મૂછ મરોડને, કુણ છે માહારી જોડ ॥ ૧ ॥ અવનિ તળે અવલોકતાં, માહરે.

વશ સહુ કોય ॥ ઇંદ ચંદ્રને ચક્રવર્તી, મુજ પૂંઠે સહુ કોય ॥ ૨ ॥

ઢાળ ૩ જી

(કપૂર હોય અતિ ઉજળો રે.—એ દેશી.)

કાળ કિશ્યું કરે બાપડો જી, વસ્તુ સ્વભાવ અકજ્જ ॥ જો ન વિ હોએ ભવિતવ્યતા જી, તો કેમ સીઝે કજ્જ રે ॥ પ્રાણી, મ કરો મન જંજાળ ॥ ભાવિભાવ નિહાળ રે ॥ પ્રાણી મ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ જળનિધિ તરે જંગલ ફરે જી, કોડ જતન કરે કોય ॥ અણ ભાવી હોવે નહી જી, ભાવી હોય તે હોય રે ॥ પ્રાણી મ૦ ॥ ૨ ॥ આંબે મ્હોર વસંતમાં જી, ડાળે ડાળે કેઇ લાખ ॥ કેઇ ખર્યાં કેઇ ખાખટી જી, કેઇ આંબા કેઇ સાખ રે ॥ પ્રાણી મ૦ ॥ ૩ ॥ વાઉલ જિમ ભવિતવ્યતા જી, જિણ જિણ દિશિ ઉજાય ॥ પરવશ મન સાપુમતણું જી, તૃણ જિમ પૂઠે ધાય રે ॥ પ્રાણી મ૦ ॥ ૪ ॥ નિયતવ રો વિણ ચિંતવ્યું જી, આવી મળે તતકાળ ॥ વરસા સોનું ચિંતવ્યું જી, નિયતિ કરે વિસરાળ રે ॥ પ્રાણી મ૦ ॥ ૫ ॥ બ્રહ્મદત્ત ચક્રીતણા જી, નયણ હરે ગોવાળ ॥ દોય સહસ જસ દેવતા જી, દેહતણા રખવાળ રે ॥ પ્રાણી મ૦ ॥ ૬ ॥ કોકૂહો કોયલ કહે જી, કિમ રખીશ તું પ્રાણ ॥ આહેડી શર તાકીયો જી, ઊપર ભમે સીંચાણ રે ॥ પ્રાણી મ૦ ॥ ૭ ॥ આહેડી નાગે ડસ્યો જી, બાણ લાગ્યો સીંચાણ ॥ કોકૂહો ઊડી ગયો જી, જુઓ જુઓ નિયતિ પ્રમાણ રે ॥ પ્રાણી મ૦ ॥ ૮ ॥ શસ્ત્રે હણ્યા સંગ્રામમાં જી, રાને પડ્યા જીવંત ॥ મંદિરમાંથી માનવી જી, રાખ્યા હી ન રહંત રે ॥ પ્રાણી મ૦ ॥ ૯ ॥

દોહા

ચોથો વાદી કહે ચતુર, કર્મ અધિક સંસાર ॥ જિમ રુળાવે તિમ રુળે, કોણ પુરુષ કોણ નાર ॥ ૧ ॥ સુખ દુઃખ સઘળા જીવને, કર્મ પ્રમાણ કહાય ॥ જગતિ તળ જોતા થકાં, ગજ સમવડ કુણ થાય ॥ ૨ ॥

ઢાળ ૪ થી

(રાગ મારૂણી.—મનોહર હીરજી રે.—એ દેશી.)

કાળ સ્વભાવ નિયત મતિ કૂડી, કર્મ કરે તે થાય ॥ કર્મે નરય તિરિય નર સુર ગતિ; જીવ ભવાંતરે જાય ॥ ચેતન ચેતો રે, કર્મ સમો નહી કોય ॥ ૧ ॥ એ આંકણી ॥ કર્મે રામ વસ્યા વનવાસે, સીતા પામી આળ ॥ કર્મે લંકાપતિ રાવણનું, રાજ થયું વિસરાળ ॥ ચે૦

॥૨॥ કર્મે કીડી કર્મે કુંજર, કર્મે નર ગુણવંત ॥ કર્મે રોગ શોગ દુઃખ પીડિત, જનમ જાય વિલપંત ॥ ચે૦ ॥ ૩ ॥ કર્મે વરસ લગે ઋષભેશ્વર, ઉદક ન પામે અન્ન ॥ કર્મે વીરને જૂઓ ગોવાળે, ખીલા રોપ્યા કન્ન ॥ ચે૦ ॥ ૪ ॥ કર્મે એક સુખપાળે બેસે, સેવક સેવે પાય ॥ એક હય ગય રથ ચઢ્યા ચતુર નર, એક આગળ ઉજાય ॥ ચે૦ ॥ ૫ ॥ ઉદ્યમ માની અંધતણી પરે, જગ હીંડે હાહુતો ॥ કરમબળી તે લહે સકળ ફળ, સુખભર સેજે સૂતો ॥ ચે૦ ॥ ૬ ॥ ઉંદર એકે કીધો ઉદ્યમ, કરંડીયો કરકોલે ॥ માંહે ઘણા દિવસનો ભૂખ્યો, નાગ રહ્યો દુઃખ ડોલે ॥ ચે૦ ॥ ૭ ॥ વિવર કરી મૂષક તસ મુખમાં, દિયે આપણો દેહ ॥ માગ લહી વન નાગ પધાર્યા, કર્મ મર્મ જુઓ એહ ॥ ચેતન ચેતો રે, કર્મ સમો નહીં કોઇ ॥ ૮ ॥

## દોહા.

ઉદ્યમ અતિ આનંદથી, બોલે બોલ વિચાર ॥ મુજ સહાયથી મુનિવરા, પામે ભવનો પાર ॥ ૧ ॥ તિણ કારણ મ્હારે વશે, સકળ જગત વ્યવહાર ॥ ગર્વ કરો ગહિલા થકા, ચારે હિ અવિચાર ॥ ૨ ॥

## ઢાળ ૫ મી

હવે ઉદ્યમવાદી ભણે એ, એ ચારે અસમર્થ તો ॥ સકળ પદારથ સાધવા એ, એક ઉદ્યમ સમરથ તો ॥ ૧ ॥ ઉદ્યમ કરતાં માનવી એ, શું નવિ સીઝે કાજ તો ॥ રામે રયણાયર તરી એ, લીધું લંકા રાજ તો ॥ ૨ ॥ કરમ નિયત તે અનુસરે એ, જેહમાં શક્તિ ન હોય તો ॥ દેઉળ વાઘ મુખે પંખીયાં એ, પિઉ પેસંતાં જોય તો ॥૩ ॥ વિણ ઉદ્યમ કિમ નિકળે એ, તિલમાંહેથી તેલ તો ॥ ઉદ્યમથી ઊંચી ચઢે એ, જુઓ એકેંદ્રિય વેલ તો ॥ ૪ ॥ ઉદ્યમ કરતાં એક સમે એ, જેહ નવિ સીઝે કાજ તો ॥ તે ફરિ ઉદ્યમથી હુવે એ, જો નવિ આવે વાજ તો ॥ ૫ ॥ ઉદ્યમ કરી ઓરયા વિના એ, નવિ રંધાએ અન્ન તો ॥ આવી ન પડે કોળિયો એ, મુખમાં પ્રક્ષેપે જતન્ન તો ॥ ૬ ॥ કર્મ પુત્ર ઉદ્યમ પિતા એ, ઉદ્યમે કીધાં કર્મ તો ॥ ઉદ્યમથી દૂરે ટળે એ, જૂઓ કર્મનો મર્મ તો ॥ ૭ ॥ દઢપ્રહારી હત્યા કરી એ, કીધાં પાપ અનંત તો ॥ ઉદ્યમથી ષટ માસમાં એ, આપ થયા અરિહંત તો ॥ ૮ ॥ ટીંપે ટીંપે સર ભરે એ, કાંકરે કાંકરે પાળ તો ॥ ગિરિ જેહવા ગઢ નિપજે એ, ઉદ્યમ શક્તિ નિહાળ તો ॥ ૯ ॥ ઉદ્ય-

મથી જળ બિંદુઓ એ, કરે પાષાણમાં ઠામ તો ॥ ઉદ્યમથી વિદ્યા ભણે એ, ઉદ્યમ જોડે દામ તો ॥ ૧૦ ॥

દોહા

ઇમ પાચે એ પરસ્પરે, વિધ વિધ કરતા વાદ ॥ ગત દિવસ રાતા રહે, મન ધરિ અતિ ઉનમાદ ॥ ૧ ॥ એક દિન વીર સમોસર્યા, ગજ ગૃહી ઉદ્યાન ॥ નિસુણી નિજ નય થાપવા, આવે ધરી અભિમાન ॥૨॥

ઢાળ ૬ ઠ્ઠી

(એ છીંડી કિહાં રાખી.—એ દેશી.)

ઇમ પાચે નય વાદ કરતા, શ્રી જિન ચરણે આવે ॥ અમિય સમ જિનવાણી સુણીને, આનંદ અંગ ન માવે રે ॥ પ્રાણી, સમકિતમતિ મન આણો, નય એકાંત મ તાણો રે ॥ પ્રાણી, તે મિથ્યામતિ જાણો રે ॥ પ્રાણી મ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ એ પાચે સમુદાય મળ્યા વિણુ, કોઇ કાજ ન સીઝે ॥ અંગળિ યોગે કરતણી પરે, જે બૂઝે તે રીઝે રે ॥ પ્રાણી સ૦ ॥ ૨ ॥ આગ્રહ આણી કોઇ એકને, એહ માં દીજે વડાઇ ॥ પિણ સેના મિળિ સકળ રણાંગણ, જીતે સુભટ લડાઇ રે ॥ પ્રાણી સ૦ ॥ ૩ ॥ તતુ સ્વભાવે પટ ઉપજાવે, કાળ ક્રમે રે વણાએ ॥ ભવિતવ્યતા હોય તો નિપજે, નહીં તો વિઘન ઘણાંએ રે ॥ પ્રાણી સ૦ ॥ ૪ ॥ તતુવાય ઉદ્યમ ભોક્તાદિક, ભાગ્ય સકળ સહકારી ॥ ઇમ પાચે મિળી સકળ પદારથ, ઉત્પતિ જૂઓ વિચારી રે ॥ પ્રાણી મ૦ ॥ ૫ ॥ નિયતિ વશે હળુકરમો થઇને, નિગોદથકી નિકળીયો ॥ પુણ્યે મનુષ ભવાદિક પામી, સદ્ગુરુને જઇ મળિયો રે ॥ પ્રાણી મ૦ ॥ ૬ ॥ ભવથિતિનો પરિપાક થયો તવ, પંડિત વીર્ય ઉલ્લસિયો ॥ ભવ્ય સ્વભાવે શિવગતિ પામી, શિવપુર જઇને વસીયો રે ॥ પ્રાણી સ૦ ॥ ૭ ॥ વર્દ્ધમાન જિન ઇણિપરે વિનયે, શાસન નાયક ગાયો ॥ સવ સકળ સુખ હોયે જેહથી, સ્યાદ્વાદ રસ પાયો રે ॥ પ્રાણી, સમકિતમતિ મન આણો ॥ ૮ ॥

॥ કળશ ॥ ઇમ ધર્મનાયક મુક્તિદાયક, વીર જિનવર સંથુણ્યો ॥ સય સત્તર સંવત વન્હિ લોચન, વર્ષ હર્ષ ધરી ઘણો ॥ શ્રી વિજય દેવસૂરિંદ પટધર, શ્રી વિજયપ્રભ સુણિંદ એ ॥ શ્રી કીર્તિવિજય વાચક શિષ્ય ઇણિપરે, વિનય કહે આણંદ એ ॥ ૯ ॥ ઇતિ ॥

શ્રી જગદીશ ॥ નંદન જમણી જંઘે લંછન સિંહ બિરાજતો, મેં પહેલે સુપને દીઠો વિશવા વીશ ॥ હાલો૦ ॥ ૫ ॥ નંદન નવલા બંધવ નંદિવર્દ્ધનના તમે, નંદન ભોજાઇયોના દેયર છો સુકુમાલ ॥ હસશે ભોજાઇયો કહી દીયર મ્હારા લાડકા, હસશે રમશે ને વળી ચૂંટી ખણશે ગાલ, હસશે રમશે ને વળી ઠુંસા દેશે ગાલ ॥ હાલો૦ ॥ ૬ ॥ નંદન નવલા ચેડા રાજાના ભાણેજ છો, નંદન નવલા પાંચશેં મામીના ભાણેજ છો ॥ નંદન મામલીયાના ભાણેજા સુકુમાળ ॥ હસશે હાથે ઉચ્છાળી કહીને નાહાના ભાણેજા, આંખ્યો આંજીને વળી ટબકું કરશે ગાલ ॥ હાલો૦ ॥ ૭ ॥ નંદન મામા મામી લાવશે ટોપી આંગલાં, રતને જડીયાં ઝાલર મોતી કસબી કોર ॥ નીલાં પીળાંને વળી રાતાં સરવે જાતિનાં, પહેરાવશે મામી મારા નંદ કિશોર ॥ હાલો૦ ॥ ૮ ॥ નંદન મામા મામી સૂખડલી સહુ લાવશે, નંદન ગજુવે ભરશે લાડુ મોતીચૂર ॥ નંદન મુખડાં જોઇને લેશે મામી ભામણાં, નંદન મામી કહેશે જીવો સુખ ભરપૂર ॥ હાલો૦ ॥ ૯ ॥ નંદન નવલા ચેડા મામાની સાતે સતી, મારી ભત્રીજી ને બેન તમારી નંદ ॥ તે પણ ગુંજે ભરવા લાખણસાઇ લાવશે, તુમને જોઇ જોઇ હોશે અધિકો પરમાનંદ ॥ હાલો૦ ॥ ૧૦ ॥ રમવા કાજે લાવશે લાખ ટકાનો ઘૂઘરો, વળી શુડા મેના પોપટ ને ગજરાજ ॥ સારસ હંસ કોયલ તીત્તર ને વળી મોર જી, મામી લાવશે રમવા નંદ તમારે કાજ ॥ હાલો૦ ॥ ૧૧ છપ્પન કુમરી અમરી જળકળશેં નવરાવીયા, નંદન તમને અમને કે લીઘરની માંહે ॥ ફુલની વૃષ્ટિ કીધી યોજન એકને મંડલે, બહુ ચિરંજીવો આશિષ દીધી તુમને ત્યાંહે ॥ હાલો૦ ॥ ૧૨ ॥ તમને મેરુ ગિરિપર સુરપતિયે નવરાવિયા, નિરખી નિરખી હરખી સુકૃત લાભ કમાય ॥ મુખડા ઊપર વારું કોટી કોટી ચંદ્રમા, વળી તનપર વારું ગ્રહગણનો સમુદાય ॥ હાલો૦ ॥ ૧૩ ॥ નંદન નવલા ભણવા નિશાળે પણ મૂકશું, ગજપર અંબાડી બેસાડી મ્હોટે સાજ, પસલી ભરશું શ્રીફળ ફોફળ નાગરવેલશું ॥ સૂખડલી લેશું નિશાળીઆને કાજ ॥ હાલો૦ ॥ ૧૪ ॥ નંદન નવલા મોહોટા થાશોને પરણાવશું, વહૂવર સરખી જોડી લાવશું રાજકુમાર ॥ સરખા વેવાઇ વેવાણોને પધરાવશું, વરવહૂ પોંખી લેશું જોઇ જોઇને દેદાર ॥ હાલો૦ ॥ ૧૫ ॥ પીઅર સાસર મોરા બેહુ પક્ષ નંદન ઊજળા, માહારી કુખે આવ્યા તાત પનોતા નંદ ॥ માહારે આંગણ વૂઠા અમૃત દૂધે મેહુલા, માહારે આંગણે

કિલ પોપટ પારેવડાં, માંહી બપૈયાને સારસ ચકોર ॥ મેના મોર મે લ્યાં છે રમકડા રમવાતણાં, ઘમ ઘમ ઘૂઘરા બજાવે ત્રિસલા કિશોર ॥ માતા૦ ॥ ૧૩ ॥ મારો વીરકુમર નિશાળે ભણવા જાયશે, સાથે સજન કુટુંબ પરિવાર ॥ હાથી રથ ઘોડા પાલખીયે ભલુ શોભતુ, કરી નિશાળગરણુ અતિ મનોહાર ॥ માતા૦ ॥ ૧૪ ॥ મારા વીર સમાણી કન્યા સારી લાવશુ, મારા કુમરને પરણાવીશ મ્હોટે ઘેર ॥ મારો લાડકડો વરરાજા ઘોડે બેસશે, મારો વીર કરશે સદાય લીલા લહેર ॥ માતા૦ ॥ ૧૫ ॥ માતા ત્રિસલા ગાવે વીરકુમરનું હાલરુ, મારો નંદન જીવજો કોડા કોડી વરસ ॥ એતો રાજરાજેશ્વર થાશે ભલો દીપતો, મારા મનના મનોરથ પૂરશે જગીશ ॥ માતા૦ ॥ ૧૬ ॥ ધન્ય ધન્ય ક્ષત્રીકુંડ ગામ મનોહરુ, જિહાં વીરકુમરનો જનમ ગવાય ॥ રાજા સિદ્ધારથના કુલમાંહે દિનમણી, ધન્ય ધન્ય ત્રિસલા રાણી જેહની માય ॥ માતા૦ ॥ ૧૭ ॥ એમ સૈયર ટોળી ભેળી ગાવે હાલરું, થાશે મનના મનોરથ તેહને ઘેર ॥ અનુક્રમે મહોદય પદવી રુપવિજય પદ પામશે, ગાયે અમિયવિજય કહે થાશે લીલા લહેર ॥ માતા૦ ॥ ૧૮ ॥

## अथ श्री महावीरस्वामीनुं हालरियुं.

માતા ત્રિસલા હુલાવે પુત્ર પારણે, ગાવે હાલો હાલો હાલરૂવાનાં ગીત ॥ સોના રૂપાને વળી રત્ને જડિયું પારણુ, રેશમ દોરી ઘૂઘરી વાગે છુમ છુમ રીત ॥ હાલો હાલો હાલો હાલો મારા નંદને ॥ ૧ ॥ જિનજી પાસપ્રભુથી વરસ અઢીસે અંતરે, હોશે ચોવીશમો તિર્થંકર જિન પરિમાણ ॥ કેશી સ્વામી મુખથી એવી વાણી સાંભળી, સાચી સાચી હુઇ તે મારે અમૃત વાણ ॥ હાલો૦ ॥ ૨ ॥ ચૌદે સ્વપ્ને હોવે ચક્રી કે જિનરાજજી, વીતા બારે ચક્રી નહિ હવે ચક્રી રાજ ॥ જિનજી પાસ પ્રભુના શ્રી કેશી ગણધાર, તેહને વચને જાણ્યા ચોવીશમા જિનરાજ ॥ મારી કુખે આવ્યા તારણ તરણ ઝહાજ, મારી કુખે આવ્યા ત્રણ્યભુવન સિરતાજ ॥ મારી કુખે આવ્યા સંઘ તિરથની લાજ, હુંતો પુણ્ય પનોતી ઇંદ્રાણી થઇ આજ ॥ હાલો૦ ॥ ૩ ॥ મુજને દોહોલો ઉપન્યો જે બેસું ગજ અંબાડિયે, સિંહાસનપર બેસું ચામર છત્ર ધરાય ॥ એ સહુ લક્ષણ મુજને નંદન તાહરા તેજનાં, તે દિન સંભારૂ ને આનંદ અંગ ન માય ॥ હાલો૦ ॥ ૪ ॥ કરતલ પગતલ લક્ષણ એક હજારને આઠ છે, તેહથી નિશ્ચય જાણ્યા જિનવર

# અથ શ્રી મહાવીરસ્વામીનું પારણું.

માતા ત્રિસલાયે પુત્ર રત્ન જાઇઓ, ચોશઠ ઇંદ્રનાં આસન કંપે સાર ॥ અવધિજ્ઞાને જોઇ ધાયો શ્રી જિન વીરને, આવે ક્ષત્રિયકુંડ નયર મઝાર ॥ માતા૦ ॥ ૧ ॥ વીર પ્રતિબિંબ મૂકી માતા કને, અવસર્પિણી નિદ્રા દીએ સાર ॥ એમ મેરૂશિખરે જિનને લાવે ભક્તિશું, હરિ પંચરુપ કરી મનોહાર ॥ માતા૦ ॥ ૨ ॥ એમ અસંખ્ય કોટા કોટી મળી દેવતા, પ્રભુને ઓચ્છવ મંડાણે લઇ જાય ॥ પાંડુકવન શિલાયે જિનને લાવે ભક્તિશું, હરિ અંગે થાપે ઇંદ્ર ઘણું ઉચ્છાય ॥ માતા૦ ॥ ૩ ॥ એક કોડી સાઠ લાખ કળશે કરી, વીરનો સ્નાત્ર મહોચ્છવ કરે સાર ॥ અનુક્રમે વીરકુંવરને લાવે જનની મંદિરે, દાસી પ્રિયવંદા જાએ તેણીવાર ॥ માતા૦ ॥ ૪ ॥ રાજા સિદ્ધારથને દીધી વધામણી, દાસીને દાનને માન દિયે મનોહાર ॥ ક્ષત્રીકુંડમાંહે ઓચ્છવ મંડાવિઓ, પ્રજા લોકને હરખ અપાર ॥ માતા૦ ॥ ૫ ॥ ઘર ઘર શ્રી ફૂળ તોરણ ત્રાટજ બાંધિયા, ગોરી ગાવે મંગલ ગીત રસાળ ॥ રાજા સિદ્ધારથે જન્મ મહોત્સવ કર્યો, માતા ત્રિસલા થઇ ઉજમાળ ॥ માતા૦ ॥ ૬ ॥ માતા ત્રિસલા ઝૂલાવે પુત્ર પારણે, ઝૂલે લાડકડા પ્રભુજી આનંદભેર ॥ હરખી નિરખીને ઇંદ્રાણીયો જાએ વારણે, આજ આનંદ શ્રી વીરકુમરને ઘેર ॥ માતા૦ ॥ ૭ ॥ વીરના મુખડા ઉપર વારૂં કોટી ચંદ્રમા, પંકજ લોચન સુંદર વિશાલ કપોલ ॥ શુક ચંચૂ સરિખી દીસે નિર્મળ નાસિકા, કોમળ અધર અરુણ રંગ રોલ ॥ માતા૦ ॥ ૮ ॥ ઓષધિ સોવન મઢી રે શોભે હાલરે, નાજુક આભરણ સઘળાં કંચન મોતી હાર ॥ કર અંગુઠો ધાવે વીરકુમર હર્ષે કરી, કાંઇ બોલાવતાં કરે કિલ કિલાકાર ॥ માતા૦ ॥ ૯ ॥ વીરને નિલાડે કીધો છે કુંકુમ ચાંદલો, શોભે જડિત મરકત મણિમાં દીસે લાલ ॥ ત્રિસલાયે જુગતે આંજી અણિયાળી બેહુ આંખડી, સુંદર કસ્તૂરિનું ટબકું કીધું ગાલ ॥ માતા૦ ॥ ૧૦ ॥ કંચન સોલે જાતનાં રત્ને જડિયું પારણું, ઝૂલાવતી વેળા થાયે ઘૂઘરનો ઘમકાર ॥ ત્રિસલા વિવિધ વચને હરખી ગાયે હાલરૂં, ખેંચે કુમતિઆળી કંચનદોરી સાર ॥ માતા૦ ॥ ૧૧ ॥ મારો લાડકવાયો સખા સંગે રમવા જશે, મનોહર સુખડલી હું આપીશ એહને હાથ ॥ ભોજનવેળા રમઝમ રમઝમ કરતો આવશે, હું તો ધાઇને ભીડાવીશ હૃદયા સાથ ॥ માતા૦ ॥ ૧૨ ॥ હંસ કારંડવ કો

ફળિઆ સુરતરુ સુખના કંદ ॥ હાલો૦ ॥ ૧૬ ॥ ઇણિ પરે ગાયુ માતા ત્રિસલા સુતનુ પારણુ, જે કોઇ ગાશે લેશે પુત્રતણા સામ્રાજ ॥ બિલીમોરા નગરે વરણવ્યુ વીરનુ હાલરુ, જય જય મંગલ હોજો દીપ વિજય કવિરાજ ॥ હાલો હાલો હાલો હાલો મારા નંદને ॥ ૧૭ ॥ ઇતિ ॥

# અથ શ્રી શિયળની નવવાડો.

## દોહા

શ્રી સરસતિ સમરૂ સદા, પભણુ તસુ સુપસાય ॥ સુવચન આપો સારદા, મહેર કરી મુજ માય ॥ ૧ ॥ વાણી વીર જિણંદની, સાંભળી શાસ્ત્ર મઝાર ॥ વાડ શિયળની નવ કહું, સુણજો સહુ નર નાર ॥ ૨ ॥ સીંચો અંબ અગ શિળનો, સમતા રસ ભરી નીર ॥ સાચવજો યતને કરી, ધરી દ્રઢતા મન ધીર ॥ ૩ ॥ જાળવજો યતને કરી, નવ વાડો ધરી નેહ ॥ ઉત્તમ ફળ શિળ અંબતણા, વાડ વિગતે સુણો તેહ ॥ ૪ ॥ પ્રથમ સ્ત્રી સંગ ન કીજીયે, બીજે ન કરવી વાત ॥ ત્રીજે આસન સ્ત્રીતણે, બેસવું બે ઘડી જાત ॥ ૫ ॥ ચોથે રૂપ ન નિરખવું, ન કરે નારી શુ નેહ ॥ પાચમે ભીત્યંતર ત્રિયા, મુનિ ન રહે તસ ગેહ ॥ ૬ ॥ છઠ્ઠે સુખ સસારનાં, વળિ વિલસ્યા હોય જેહ ॥ સિદ્ધારથ સુત ઇમ કહે, મુનિ ન સભારે તેહ ॥ ૭ ॥ સાતમે સરસ આહારની, લાલચ ન કરે લગાર ॥ આઠમી વાડમાં ઇમ કહ્યું, અધિક ન કરવો આહાર ॥ ૮ ॥ નવમે વિલેપન નવિ કરે, ન કરે વળી શણગાર ॥ ત્રિકરણ શુદ્ધ આરાધતાં, પામે ભવનો પાર ॥ ૯ ॥

## ઢાળ ૧ લી

( કપૂર હોય અતિ ઊજળો રે.—એ દેશી. )

વાડ પહેલી જિનવર કહી જી, સિદ્ધારથ સુત ચદ ॥ વીર જિણંદ એમ ઉચ્ચરે જી, ત્રિસલાદેવીનો નંદ ॥ સાધુજી, ન કરો નારીનો સંગ ॥ ૧ ॥ મગથકી વ્રત ભગ ॥ સાધુ જી, ન કરો૦ ॥ એ આંકણી ॥ શ્રી પશુ વાસો વસે જી, પડગ પણ જિહા વાસ ॥ તિહાં વસતાં બ્રહ્મચારીને જી, શિળતણો હોય નાશ ॥ સાધૂ જી૦ ॥ ૨ ॥ અગ્નિ આગળ દારૂ રહે જી, ઉડે ઓચિંતો જેહ ॥ એમ મુનિ માનની આગળે જી, શિર નહી શિળથી નેહ ॥ સાધુ જી૦ ॥ ૩ ॥ મજારી સુખ આ-

ગળે જી, ઊંદરની શી આશ ॥ તેમ સ્ત્રી સુખ આગળે જી, પડે તે પ્રેમને પાસ ॥ સાધૂ જી૦ ॥ ૪ ॥ પોપટ બીહે પાંજરે જી, દૂરથી દેખી મંજાર ॥ તેમ મુનિ બીહે માનની થકી જી, દુર્ગતિની દાતાર ॥ સાધૂ જી૦ ॥ ૫ ॥ સુંદરી શિર જળ બેડલું જી, જાળવી રાખે જેમ ॥ માનની મુખ મુનિ પેખતાં જી, ચિત નવિ ચાળવે તેમ ॥ સાધૂ જી૦ ॥ ૬ ॥ વંશ ઊપર જેમ ખેલતાં જી, ગોપવી રાખે સન્ન ॥ તેમ મુનિ મનને ગોપવે જી, રાખવા શિયળ-રતન્ન ॥ સાધૂ જી૦ ॥ ૭ ॥ ભાવે નહીં સાત ભાતની જી, સુખડી સંગ બરાસ ॥ તેમ મુનિ માનની સંગથી જી, નિગમે શિળની મીઠાશ ॥ સાધૂ જી૦ ॥ ૮ ॥ મનશું બીહે ભૂંઇ પડું જી, વાનર ચઢીયો વન ॥ તેમ મુનિ ગામમાં ગોચરી જી, ત્રિકરણ રાખી મન ॥ સાધૂ જી૦ ॥ ૯ ॥

કળશ—ઇમ વાડ પહેલી વીર જિનવર, કહી વ્રત હિત કારણે ॥ વાડ વિધિશું જેહ પાળે, જાઉં તેહને વારણે ॥ ૧ ॥

### ઢાળ ૨ જી.

( વીરે વખાણી રાણી ચેલણા જી.—એ દેશી. )

વાડ બીજી કહી વીરજી જી, સાંભળો સહુ નર નાર ॥ શિળ વ્રત શુદ્ધ મને પાળજો જી, જેમ પામો ભવ પાર ॥ વાત ન કીજે વનિતાતણી જી ॥ ૧ ॥ એ આંકણી ॥ વાતથી ઉત્પાત ઊપજે જી, વાતથી વિરતિની ઘાત ॥ ક્ષણ એકમાંહે ખરી પડે જી, પવનથી જેમ તરૂપાત ॥ વાત૦ ॥ ૨ ॥ દૂરથી દેખી દાઢયો ગળે જી, લીંબુતણી રે ખટાસ ॥ મન ચળે તેમ મુનિવરતણું જી, સાંભળી વચન વિલાસ ॥ વાત૦ ॥ ૩ ॥ હડકવા હાલે ને ટળવળે જી, ગગન ગુંજારવ જેમ ॥ તેમ મુનિનું ચિત્ત ટળવળે જી, વાધે તિહાં વિષયશું પ્રેમ ॥ વાત૦ ॥ ૪ ॥ વિણ જીભે જે વાતો કરે જી, સ્વર તે સારંગી જેહ ॥ વચન જીભે વનિતાતણાં જી, એણીપરે અધિક સનેહ ॥ વાત૦ ॥ ૫ ॥ મધુરે સ્વરે મોહ્યા મરગલા જી, પડિયો તે પાસમાં જેમ ॥ વિષય વયણ વનિતાતણાં જી, પાડે તે પાસમાં તેમ ॥ વાત૦ ॥ ૬ ॥

### ઢાળ ૩ જી.

( નિંદ્રડી વેરણ હુઇ રહી.—એ દેશી. )

ત્રીજી વાડે ત્રિભુવન ધણી, ભલી ભાંખે હો વાણી ભગવાન કે ॥ શિયળ પાળો સાચે મને, મ મ કરજો હો મનશું અભિમાન કે ॥

નારી આસન નવિ બેસીયે, આસનથી હો વળી વાધે પ્રેમ કે ॥ નારી૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ સિંહાસન પાટ પાટલા, વળી બેસણું હો હોય નારીનું જેહ કે ॥ તિહાં બેસવું બ્રહ્મચારીને, નવિ ભાંખ્યું હો ભગવંતે તેહ કે ॥ નારી૦ ॥ ૨ ॥ આસન નાસણ વ્રતતણું, આસનથી હો વળી વાધે પ્રેમ કે ॥ બેસવું તે બે ઘડી પછી, એમ ભાંખ્યું હો ભગવંતે તેમ કે ॥ નારી૦ ॥ ૩ ॥ ચમકપાણ પાસે રહે, જગ જાણે હો લોહ ગળતો જેમ કે ॥ શિયળ ગળે સાધુતણાં, આસ નથી હો તરૂણીને તેમ કે ॥ નારી૦ ॥ ૪ ॥ લસણ કળીના સંગથી, જેમ જાયે હો કસ્તુરીનો વાસ કે ॥ તેમ સ્ત્રીને આસને બેસતાં, થાય નિશ્ચે હો શિયળનો વિનાશ કે ॥ નારી૦ ॥ ૫ ॥ જીવિત પારાના યોગથી, ભેળો ભળતો હો ગળતો હોય જેમ કે ॥ યુવતિને આસને જો બુઝે, ગુણ ગળતો હો શિયળતણો તેમ કે ॥ નારી૦ ॥ ૬ ॥ કોળા કેરી ગંધથી, જેમ વિણસે હો કણેકનો પાક કે ॥ તેમ સ્ત્રીનું આસન સેવતાં, વળી વિણસે હો શિયળ સંપાક કે ॥ નારી૦ ॥ ૭ ॥ ચિત્ત ચોખું રાખી કરી, નિત્ય પાળો હો શિયળ નર નાર કે ॥ હું બલિહારી હો તેહતણી, વળી વારણે હો જાઉં વાર હજાર કે ॥ નારી આસન નવિ બેસીયે૦ ॥ ૮ ॥

## ઢાળ ૪ થી

### ( આજ હજારી ઢોલો પ્રાહુણો.—એ દેશી. )

ચોથી વાડે એમ ચિત્ત ધરો, મુનિ વાણી કહી જિન વીર ॥ મુનિરાયા હે ॥ મનને ન મૂકશો મોકળું, મુનિ નિરખતાં નારી શરીર ॥ મુનિરાયા હે ॥ રમણીને રૂપે ન રાચીયે ॥ ૧ ॥ એ આંકણી ॥ ચિત્રે લખી જે પૂતળી, જેમ નિરખતા નેહ અપાર ॥ મુનિ૦ ॥ તેમ તરૂણી તન પેખતા, એમ વાધે તે વિષય વિકાર ॥ મુનિ૦ ॥ રમણી૦ ॥ ૨ ॥ દિપક રૂપ દેખી કરી, જેમ પડીયો તે માંહી પતંગ ॥ મુનિ૦ ॥ નારીનું રૂપ નિહાળતાં, રઢ લાગે તે રમણીને રંગ ॥ મુનિ૦ ॥ રમણી૦ ॥ ૩ ॥ કાગળ હાથણી દેખી કરી, મદ વાધે તે મયગળને જેમ ॥ મુનિ૦ ॥ મદ વાધે મુનિવરતણો, નેહે નિરખતાં નારીને તેમ ॥ મુનિ૦ ॥ રમણી૦ ॥ ૪ ॥ શશિ દર્શન દેખી કરી, વેલ વાધે સાયરની જેહ ॥ મુનિ૦ ॥ ચિત્ત ચોરણ ચંદ્રામુખી, નિરખી વાધે તે નવલો નેહ ॥ મુનિ૦ ॥ રમણી૦ ॥ ૫ ॥ રૂપ દેખી ગજસુકુમાલતણું, મુનિ ધ્યાન

ચૂક્યો રહનેમિ ॥ મુનિ૦ ॥ અબળા ઇંદ્રિય નિહાળતાં, એમ વાધે તે વિષયશું પ્રેમ ॥ મુનિ૦ ॥ રમણી૦ ॥ ૬ ॥ જિનરક્ષિત પરે જાણજો, જોયું રયણાદેવીનું રૂપ ॥ મુનિ૦ ॥ જક્ષે નાંખ્યો જળ ભણી, નારી નેહથી ભવજળ કૂપ ॥ મુનિ૦ ॥ રમણી૦ ॥ ૭ ॥ દિનકર સામું દેખતાં, જેમ નયણે હીણું હોય તેજ ॥ મુનિ૦ ॥ તેમ મહિલા મુખડું નિહાળતાં, હીણો હોય તે શિયળનો હેજ ॥ મુનિ૦ ॥ રમણી૦ ॥૮॥ જોવી નહીં જિનવરે કહી, અંગે ગલિત પલિત પણ નાર ॥ મુનિ૦ ॥ ભરજોવન જે ભામિની, કેમ જોવી કહી અણગાર ॥ મુનિ૦ ॥ રમણી૦ ॥૯॥ ધ્યાન ચોથું જે કોઇ ધરે, મુનિ જે કરે ચોથો ધર્મ ॥ મુ૦ ॥ ઇમ ચોથું વ્રત આદરે, ત્રિકરણથી ત્રોડે આઠે કર્મ૦ ॥ મુ૦ ॥ રમણી૦॥૧૦॥

## ઢાળ ૫ મી.

( પરિગ્રહ મમતા પરિહરો.—એ દેશી. )

પાંચમી વાડ પ્રતિબોધની, શિખામણ કહી વીર ॥ સાધુ જી ॥ ભીંત અંતર રહેતાં થકાં, મન ન રહે તિહાં થીર ॥ સાધુ જી ॥ ભીંતનો અંતર પરિહરો ॥ ૧ ॥ એ આંકણી ॥ કોકિલ કંઠે કામિની, ગાવે મધુરાં ગીત ॥ સાધુ૦ ॥ સ્વર કંકણાદિકનો સુણી, પ્રેમે વાધે પ્રીત ॥ સાધુ૦ ॥ ભીંત૦ ॥ ૨ ॥ વાજાં વાજે વેગળાં, તે સુણી ઉપજે તાન ॥ સાધુ૦ ॥ વચન વાજાં વનિતાતણાં, મોડે તે શિયળનું માન ॥ સાધુ૦ ॥ ભીંત ॥ ૩ ॥ મોર નાચે મહીમંડળે, ગગને સુણી ગુંજાર ॥ સાધુ૦ ॥ મન નાચે તેમ મુનિતણું, શબ્દ સુણી શણગાર ॥ સાધુ૦ ॥ ભીંત૦ ॥ ૪ ॥ અત્તર કુંપામાં અંતરે, ફોરથી ફેરવે મન્ન ॥ સાધુ૦ ॥ મન ફેરવે મુનિવરતણું, સાંભળી સરસ વચન્ન ॥ સાધુ૦ ॥ ભીંત૦ ॥ ૫ ॥ અગ્નિ પાસે જાય ઓગળી, ભાજન ભરીયું જેમ ॥ સાધુ૦ ॥ લાખ મીણ ઘૃત ઓગળે, શિયળ પણ બિગડે તેમ ॥ સાધુ૦ ॥ ભીંત ॥ ૬ ॥ પત્ર આવે પરદેશથી, વ્હાલા વિછોહ્યાનો જેમ ॥ સાધુ૦ ॥ વાંચતાં નેહ વાધે ઘણો, ભીંત અંતર તેમ પ્રેમ ॥ સાધુ૦ ॥ ભીંત૦ ॥૭ જાગે મદન જિનવર કહે, લાગે લંછન ડાઘ ॥ સાધુ૦ ॥ ભાંગે વાડ ભીંતે રહ્યાં, વારૂ કહે વિતરાગ ॥ સાધુ જી૦ ॥ ભીંતનો૦ ॥ ૮ ॥

## ઢાળ ૬ ઠ્ઠી.

( ઇડર આંબા આંબલી રે.—એ દેશી. )

વાડ છઠ્ઠી કહે વીરજી રે, છોડી સકળ સંસાર ॥ પંચ મહાવ્રત

પાળવાં રે, ભાવથી સંયમ ભાર ॥ સાધુ જી ॥ સુખ ન સંભારીયે એહ ॥ પંચ આચારને પાળીયે રે, ટાળીયે 'વિષયશું' નેહ ॥ સાધુ જી ॥ સુખ ન સંભારીયે એહ ॥ ૧ ॥ એ આંકણી ॥ અગ્નિ ભાસ્યા ઉપરે રે, પૂળો પરજળે જેહ ॥ વિષયઅગ્નિ વ્યાપે ઘણી રે, દાઝે એણીપરે દેહ ॥ સાધુ જી ॥ સુખ૦ ॥ ૨ ॥ અવિરતિપણે જે આપણે રે, ઘર સુખ ભોગવ્યાં જેહ ॥ તે વળી વ્રત લીધા પછી રે, મુનિ ન સંભારે તેહ ॥ સાધુ જી ॥ સુખ૦ ॥ ૩ ॥ શંકાએ વિષ સંક્રમ્યો રે, વરસે વિષધર જેમ ॥ વિષય ઝેર વ્યાપી રહ્યું રે, જાગે પ્રગમે એમ ॥ સાધુ જી ॥ સુખ૦ ॥ ૪ ॥ વર્ષે વસ્તુ સાંભરે રે, ઉપજે હરખ અપાર ॥ તેમ તરુણી સુખ સાંભરે રે, વાધે વિષય વિકાર ॥ સાધુ જી ॥ સુખ૦ ॥ ૫ ॥ મહાવ્રત પાંચમાં મોટકો રે, સકળ ધરમમાંહે સાર ॥ એ વ્રત એકને ભાંજતાં રે, બીજાં ભાગે ચાર ॥ સાધુ જી ॥ સુખ૦ ॥ ૬ ॥ વિલશાં સુખ વનિતાતણાં રે, મુનિ ન વિચારે મન્ન ॥ રતનકંબળ એક કારણે રે, પરિહર્યાં પાંચ રતન્ન ॥ સાધુ જી ॥ સુખ૦ ॥ ૭ ॥ મણિધર મૂકે કાંચળી રે, ફરી ન ઇચ્છે જેમ ॥ મુનિ પણ મનથી તેણી પરે રે, વળીય ન વંછે પ્રેમ ॥ સાધુ જી૦ ॥ સુખ૦ ॥ ૮ ॥

## ઢાળ ૭ મી.

( અરણિક મુનિવર ચાલ્યા ગોચરી.—એ દેશી. )

સાતમી ઢાળે રે શિખામણ સુણો, વીર પ્રભુની વાણ જી ॥ શિયળ સુરતરૂ રે સૂધો સાચવો, પાળજો શ્રી જિન આણ જી ॥ આહાર સરસ અણગાર ન કીજીએ ॥ ૧ ॥ એ આંકણી ॥ લાલચ ન કરે લગાર જી ॥ આહાર સરસ અણગાર કરતાં થકાં, વાધે વિષય વિકાર જી ॥ આહાર૦ ॥ ૨ ॥ વિગય તે થોડું રે વાવરવુ-કર્યું, મોદક ન વંછે મન્ન જી ॥ તેમ તેજાના આહાર તે પરિહરો, રાખણ શિયળ રતન્ન જી ॥ આહાર૦ ॥ ૩ ॥ સરસ આહારે રે શિયળ સંયમ ઘણી, વાધે દેહનો વાન જી ॥ વિષય અગ્નિ રે તેણે વાધે ઘણો, નવિ રહે ધર્મનું ધ્યાન જી ॥ આહાર૦ ॥ ૪ ॥ આહાર લાલચથી રે જળજગ જીવડા, મીન પડે જેમ જાળ જી ॥ તેમ સંયમીને રે આહાર લાલચ ધર્યાં, મુનિ પડે મોહની જાળ જી ॥ આહાર૦ ॥ ૬ ॥ આહાર લાલચથી રે આષાઢો પડયો, દેખી મદિરાપાન જી ॥ મુનિ મનબળિયો રે વળીયો વચન ગુરૂ, પાંમ્યો કેવળજ્ઞાન જી ॥ આહાર૦ ॥ ૬ ॥ સન્નિપાત જેમ

મૃતના યોગથી, અધિક કરે ઉલાળા જી ॥ પાંચે ઇંદ્રિય અતિ સરસે પોષતાં, ચારિત્રમાં કરે ચાળા જી ॥ આહાર૦ ॥ ૭ ॥

ઢાળ ૮ મી.

આઠમી વાડે કહ્યું વીર જી હો રાજ, સુણો સાધુ અણગાર રે ॥ વૈરાગી સૂધા સાધુ જી ॥ શિયળ સંયમનો જો ખપ કરો હો રાજ, અધિક મ કરશો આહાર રે ॥ વૈરાગી૦ ॥ ૧ ॥ આહાર અધિક કરતાં થકાં હો રાજ, આળસ આવે અંગ રે ॥ વૈરાગી૦ ॥ ઊંઘ પણ આવે અતિ ઘણી હો રાજ, સુપનામાં શિયળનો ભંગ રે ॥ વૈરાગી૦ ॥ ૨ ॥ અધિક આહાર કરે મુનિ હો રાજ, હોય મદવંતી દેહ રે ॥ વૈરાગી૦ ॥ વિષય અગ્નિ વ્યાપે ઘણો હો રાજ, નવિ રહે શિયળશું નેહ રે ॥ વૈરાગી૦ ॥ ૩ ॥ દોઢો દારૂ ભરતાં થકાં હો રાજ, બગડે જેમ બંદુક રે ॥ વૈરાગી૦ ॥ તેમ અતિ આહાર કરયા થકી હો રાજ, ચારિત્રમાં પડે ચૂક રે ॥ વૈરાગી૦ ॥ ૪ ॥ બમણું લૂણ પડ્યા થકી હો રાજ, ન ગમે ભોજન મન્ન રે ॥ વૈરાગી૦ ॥ તેમ અતિ આહાર કરયા થકી હો રાજ, વિણસે શિયળ રતન્ન રે ॥ વૈરાગી૦ ॥ ૫ ॥ ફૂટે તોલડી ખેરૂ ખીચડી હો રાજ, ઓરીએ નવમાં તેર રે ॥ વૈરાગી૦ ॥ તેમ અતિ આહાર કરયાં મુનિ હો રાજ, બગડે વ્રત નહીં ફેર રે ॥ વૈરાગી સૂધા સાધુ જી ॥ ૬ ॥

ઢાળ ૯ મી.

( ધન્ય ધન્ય શાળિભદ્ર મુનિવરૂ જી.—એ દેશી. )

વીરે વારૂ કહ્યું નવમી વાડમાં જો, મુનિવર ધરજો તેણીપરે મન્ન જો ॥ શરીર શણગાર સાધુ નવિ કીજીયે જો, રાખો જો રાખણ શિયળ રતન્ન જો ॥ શરીર શોભા સાધુ નવિ કીજીયે જો ॥ ૧ ॥ એ આંકણી ॥ સ્નાન વિલેપન વળી શણગારને જો, ન કરે નિત શિળવંત નર નાર જો ॥ શિળ ન રહે નિત્ય શોભા કરે જો, કહો કેમ કરવું કહ્યું અણગાર જો ॥ શરીર૦ ॥ ૨ ॥ ભ્રમર મૂઝાણો રે કમળમાંહે રહ્યો જો, લુબ્ધાણો લેતાં પરિમલ વાસ જો ॥ તેલ ફૂલેલ કુસુમની વાસથી જો, સાધુ શિયળમાં એમ વિનાશ જો ॥ શરીર૦ ॥ ૩ ॥ સ્નાન વિલેપન વળી શણગારથી જો, કરતી કોશ્યા મન વિષયવિકાર જો ॥ તેમ શરીર શણગાર કરતાં થકાં જો, ન રહે શિયળથી નેહ નિરધાર જો ॥ શરીર૦ ॥ ૪ ॥ ઉજ્વળ બગ જળમાં ઉભો રહ્યો જો, ધરતો

નહીં તેરા, સ્વારથ લગે આધીના હે ॥ ચેત૦ ॥ ૧૦ ॥ કૃત અકૃત
કર ધનકું મેળ્યા, ઘણાશું વેર બંધાના હે ॥ માયા તો કછુ લાર ન
ચાલે, જહાંકી જહાં રહાના હે ॥ ચેત૦ ॥ ૧૧ ॥ ઊંચાં ઊંચાં મંદિ
ર ચણાયાં, કીયાં ઘણાં કારખાનાં હે ॥ ઘડી એક નહીં રાખત ઘરમેં,
જાલત જાઇ મસાના હે ॥ ચેત૦ ॥ ૧૨ ॥ છિન છિનમાંહે આયુ છી-
જે, અંજળી જેસા જરના હે ॥ કોડ જતન કર એહ જીવકા, તોપણ
આખર મરના હે ॥ ચેત૦ ॥ ૧૩ ॥ ચક્રી કેશવ મંડળિક રાજા, ઇંદ
ચંદ સુર દાના હે ॥ કાળ આહેડી હે સરવ જગતકો, તો કયું ધરે
ગુમાના હે ॥ ચેત૦ ॥ ૧૪ ॥ ક્રોધ માન માયા મદ માતો, પારકી પીડ
ન જાના હે ॥ આશા તૃષ્ણા ચડત ચઉગણી, કરતા જન્મ મરાના હે
॥ ચેત૦ ॥ ૧૫ ॥ જોવન ગમાયા બુઢ્ઢા હોઇ બેઠો, તોહી સમજ ન
લીના હે ॥ ધરમરતન કછુ હાથ ન લીનો, અરભવમેં પછતાના હે ॥
ચેત૦ ॥ ૧૬ ॥ સુખાનંદજી સુખકે દાતા, હીરાનંદ ગુનઠાના હે ॥
રામકૃષ્ણ ઉપદેશ સુનાયા, ભવ્યજીવ સમજાના હે ॥ ચેત૦ ॥ ૧૭ ॥
સંવત અઠાર વરસ અડસઠે, સાદડી શેહેર સુહાના હે ॥ ફાગુન શુદિ
તેરસકે દિવસે, એ ઉપદેશ સુનાના હે ॥ ચેત૦ ॥ ૧૮ ॥ ઇતિ ॥

## અથ શ્રી સુમતિ કુમતિની લાવણી.

હાં રે તું કુમતિ કલેસણ નાર, લગી કયું કેડે ॥ લગી૦ ॥ ચ
લ સરક ખડી રહે દૂર, તુજે કુણ છેડે ॥ એ આંકણી ॥ હાં રે તું
સુમતિકો ભરમાયો, મુજે કયું છોડી ॥ મુજે૦ ॥ મેરી સદા શાશ્વતી
પ્રીત, છીનકમેં તોડી ॥ તુજ બિન સૂની મેરી સેજ, કહું કરજોડી ॥
કહું૦ ॥ ઉઠ ચલો હમારે સંગ, સુખે રહો પોઢી ॥ યું ઝુર ઝુર કુમ
તિ આંસુ, આંખસેં રેડે ॥ આંખસેં૦ ॥ ચલ૦ ॥ ૧ ॥ હાં રે તેરી
નરક નિગોદકી સેજ, સેંતી મેં રૂઠયો ॥ સેંતિ૦ ॥ પકડયો સાચો જિ
નરાજ, સંગ તેરો છૂટયો ॥ તેરી મુરખ સાને બાત, હૈયાકો ફુટયો ॥
હૈયાકો૦ ॥ મેં સહજ હુવો હું દૂર, તાર તેરો તૂટયો ॥ તું કર દૂરસેં
બાત, આવ મત નેડે ॥ આવ૦ ॥ ચલ૦ ॥ ૨ ॥ મેરી અનંતકાળકી
પ્રીત, પલક નહીં પાળી ॥ પલક૦ ॥ સુમતિકો લાગ્યો સંગ, મુજે
કયેં ટાળી ॥ તું સુમતિકો સિરદાર, સુણાવે ગાળી ॥ સુણાવે૦ ॥ તે-
રી હમ દોનું હે નાર, ગોરી ઓર કાળી ॥ તું હમકું ઠેલે દૂર, સુમ-
તિકું તેડે ॥ સુમ૦ ॥ ચલ૦ ॥ ૩ ॥ અબ કુમતિકો લલચાયો, રતિ

નહીં ડગીયો ॥ રતિ૦ ॥ સુનકર સૂત્રકી શીખ, સાચ હોય લગીયો ॥ ચેતન કુમતિકે સહજ, દૂરશું ભગિયો ॥ દૂરશું૦ ॥ જિનરાજ બચનકો ધ્યાન, હૈયેમે જગીયો ॥ જિનદાસ કુમત તું બાત, ખોટી મત એરે ॥ ખોટી૦ ॥. ચલ૦ ॥ ૪ ॥ ઇતિ ॥

## अथ श्री सुगुरुनी लावणी.

નમું નમું મે ગુરુ નિર્ગ્રંથકું, વે જિન મુદ્રાધારી હે ॥ પુદગલ ઉપર પ્રેમ ન કરતા, મમકી મમતા મારી હે ॥ નમું૦ ॥ ૧ ॥ ગરવ ગાળકર ગુપતિ ગોપવે, ગત નિર્ગ્રંથકી ન્યારી હે ॥ કનક કામિનીકે નહિ ભોગી, વે પુરા બ્રહ્મચારી હે ॥ નમુ૦ ॥ ૨ ॥ છકાયાકે જીવ અનાથી, ઉનકે વે હિતકારી હે ॥ કરમ કાટકર કેવળ પાવે, જ્ઞાન ગરથ ગુણ ભારી હે ॥ નમુ૦ ॥ ૩ ॥ શુદ્ધ શ્રદ્ધાસેં સુમતિ સેવી, નિજ આતમકું તારી હે ॥ જિનવરકું જિનદાસ વિનવે, ઉનકે ચરણ બલિહારી હે ॥ નમુ૦ ॥ ૪ ॥ ઇતિ ॥

## अथ श्री कुगुरुनी लावणी.

તજું તજું મેં ઉન કુગુરુકુ, કનક કામિની ધારી હે ॥ જ્ઞાન ધ્યાનકી બાત ન જાને, અષ્ટ કરમસે ભારી હે ॥ તજું૦ ॥ ૧ ॥ કરી કપાળે ભભૂત લપેટી, શિરપર જટા બધારી હે ॥ કાન ફાડકર મુદ્રા પહેરતા, ઉનકે ધરમેં નારી હે ॥ તજુ૦ ॥ ૨ ॥ જોગ લેયકર જીવ વિણાસે, વે મદ્ય માંસ આહારી હે ॥ ફૂડાપથી જગતકુ કરતા, મુખમેં કહે આચારી હે ॥ તજું૦ ॥ ૩ ॥ કહું ઓગુણ કુગુરુકા કબ લગ, માધ નહી સંભારી હે ॥ આપ ડૂબે ઓરકું ડૂબાવે, દુર્ગતિકા અધિકારી હે ॥ તજુ૦ ॥ ૩ ॥ સમકિત શ્રદ્ધા જૈનધર્મકી, નહિ કુગુરુકો પ્યારી હે ॥ જિનવરકુ જિનદાસ વિનવે, કુગુરુ સંગ ખૂવારી હે ॥ તજું ॥ ૪ ॥ ઇતિ ॥

## अथ श्री अरिहंतनी लावणी.

અરિહંતજીકે સમવસરણમે, ચોસઠ ઇંદર આન ખડે ॥ ધર્મચક્રીકા દરસન દેખત, ચોગમી મત છૂટ પડે ॥ કેવળ જડે ઘડે ધ્યાનમેં, દરસનસું દરસાવ પડે ॥ પરમ ધરમ સમકિત ગુણ દેખો, પંચરંગી નીશાન ચડે ॥ સુરનર મુનિવર સ્તુતિ કરત હે, પ્રભુ હે સબ દેનમે બડે ॥ અરિ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ સોના રૂપાકે ગઢજ બ

નાયા, રતન સિંઘાસણ કમળ જડે ॥ પૂરવ મુખસેં બૈઠે પ્રભુજી, કેવળ દરસન ગ્યાન ઝરે ॥ સુણકર દેવ માનવ ધરણીધ, ગણધર સાધુ ગ્યાનવડે ॥ સંઘ ચતુર્વિધ દેવી દેવતા, ગ્યાન ક્રિયા શુદ્ધ ભાવે ચડે ॥ હાથ જોડ બિનતિ કરે તાકું, ભવિક જીવ ગુણઠાણે ચડે ॥ અરિ૦ ॥ ૨ ॥ અશોકવૃક્ષકી છાયા મનોહર, યોજનમેં વિસ્તારે કરે ॥ ભૂમિ શુદ્ધ કરિ અબિર અરગજા, પાણીકા છંટકાવ કરે ॥ પંચરંગ બાદળ ફુલ સુગંધિત, ફુલનકે બરસાત કરે ॥ જોજન ભૂમિ સુગંધ વેદિકા, તિર્થંકરપદ આપ વરે ॥ દેવ કોટિ કોટિ કરે પ્રદક્ષિણા, જય જય મંગળ સુખસેં પડે ॥ અરિ૦ ॥ ૩ ॥ ત્રણ્ય છત્ર મસ્તકપર સોહે, ભામંડળ મુખસેં તપતે ॥ ધર્મચક્ર જોજનગત ઉન્નત, દુંદભિ નાદ બાજાં જડતે ॥ સુરનર કિન્નર અસુર વિદ્યાધર, ચઉવિહ સંઘ પૂજા કરતે ॥ ચોસઠ ઇંદ્ર સબ કરે આરતિ, ગણધર વાણી મુખ પઢતે ॥ જૈન ધર્મ પાયે નરભવમેં મુક્તિ, નીસેણી તબ હી ચડે ॥ અરિ૦ ॥ ૪ ॥ ચાર પર્ષદા ધર્મસભામેં, ધર્મરાજકી સેવ કરે ॥ ઘાતી અઘાતી કરમ ખપાકર, શુદ્ધાતમ શુભ ભાવ ધરે ॥ લોકાલોક પ્રકાશ કરત હે, નય સાત નવ તત્ત્વ ભાસે ॥ ઉત્પાદ વ્યય ધ્રુવ સત્તામેં, નવપદ નિશ્ચે, ગુણ ભાસે ॥ મનુગમ ઉદય જિનરાજ સભામેં, હાથ હૈયમેં ચક્ર ખડે ॥ અરિહંતજીકે સમવસરણમેં ॥ ૫ ॥ ઇતિ ॥

## अथ श्री पार्श्वनाथस्वामीनी लावणी.

પારસનાથ વિખ્યાત જગતમેં, જિનશાસનમેં જયકારી ॥ જસ ગુણ મહિમા અપરંપાર હે, ધ્યાન ધરે સુરનર નારી ॥ એ આંકણી ॥ નાથ નિરંજન ભવદુઃખ ભંજન, તત્ત્વજ્ઞાનકે દરિયા હે ॥ જ્યોતિ સ્વરૂપી જગદાનંદન, જગ જસ કિરતિ વરિયા હે ॥ પારસ૦ ॥ ૧ ॥ નગર બનારસી વરતે જગમેં, અશ્વસેન નૃપ અધિકારી ॥ વામા કુખે કુળ અજુવાળણ, પ્રગટ્યા પારસ પટધારી ॥ પારસ૦ ॥ ૨ ॥ નરક નિગોદ ભયા અજુવાળા, આસન કંપ્યા સુરપતિકા ॥ છપ્પન દિગ્કુમરી કરવા આઇ, જનમ મહોત્સવ જગપતિકા ॥ પારસ૦ ॥ ૩ ॥ ચોસઠ સુરપતિ પ્રણમી પ્રભુને, મેરૂ ગિરિ લઇ ન્હવરાવે ॥ કરી મહોચ્છવ માતા પાસે, મૂકી સરગે સુર જાવે ॥ પારસ૦ ॥ ૪ ॥ અનુક્રમે જોવન પાયા જિનજી, વિષયારસમેં વરણાવે ॥ માત પિતા કરિ હરખે મહોચ્છવ, રાણી પ્રભાવતિ પરણાવે ॥ પારસ૦ ॥ ૫ ॥ અદ્‌ભૂત રૂપ

સ૦ ॥ ૨૨ ॥ જિન નાસા લગે નીર ભરાણાં, તો ભી ન ચળિયા ધ્યાનનસેં ॥ આસન કંપિત દેખત અપના, ધરણીધર જુવે જ્ઞાનનસેં ॥ પારસ૦ ॥ ૨૩ ॥ દમતા દેખી અપના સાહિબ, કમઠાસુર મદ હારણકું ॥ ધરણીધર પદમાવતી આવે, શ્રી જિન કષ્ટ નિવારણકું ॥ પારસ૦ ॥ ૨૪ ॥ સહસફણા શિર છત્ર બનાવી, ધરણીધર રહે કરજોડી ॥ પદમાવતીકું લહિ શિર સાહી, કમઠ હકાર્યો જઇ દોડી ॥ પારસ૦ ॥ ૨૫ ॥ દુંદુભિનાદ બજાયા દેવે, રંગ રાગ ગુણ ઉચ્ચરતા ॥ ધરણીધર પદમાવતી નાચે, ઠમકે પાયલ પગ ધરતા ॥ પારસ૦ ॥ ૨૬ ॥ ઝાંઝર ઝણકે નેપુર રણકે, ધમકે ઘુઘરી પાયનમેં ॥ ઘૂમરિ દેતા લુંછન લેતા, તતથઇ તાન મચાવનમેં ॥ પારસ૦ ॥ ૨૭ ॥ નય નવિ ભાંતે નચતી નાટક, લળિ લળિ નાક નમાવત હે ॥ અષ્ટકરમ દળ દૂર હઠાવી, શુકલધ્યાન પ્રભુ ધ્યાવત હે ॥ પારસ૦ ॥ ૨૮ ॥ નાથકે ચરણે શીશ નમાવી, અમર ગયા નિજ આવાસેં ॥ પ્રગટ્યા કેવળજ્ઞાન પ્રભુકું, પહોત્યા શિવપુર સહવાસેં ॥ પારસ૦ ॥ ૨૯ ॥ જ્ઞાન- ધ્યાનસેં ગોઠ મચાવો, રંગ મચાવો અનુભવકો ॥ જિન ગુણ ગાવો ભાવના ભાવો, તાપ સમાવો ભવ દવકો ॥ પારસ૦ ॥ ૩૦ ॥ અધિક માસ ઓગણીસેં એકે, શ્રાવણ માસે શુધિ શાળી ॥ રંગવિજય રહી રાજનગરમેં, કહી લાવણી લટકાળી ॥ પારસ૦ ॥ ૩૧ ॥ ઇતિ ॥

## अथ श्री महावीरस्वामीनी लावणी.

ઉત્તમ જીવ જદ ઉદર આયે, હુવે સુપનાં જિનકી માતાકું ॥ તેજવંત નહિ છુપકર રહેતા, માલમ પડતા હે સબકું ॥ ચોવીશી તો હો ગઇ યારો, જિનશાસન જિનકા ચલતા ॥ કૌન પુરુષકું યાદ કરું મેરે, રૂંવે રૂંવેમેં રમ રહેતા ॥ દેવાનંદા બ્રાહ્મણિકે ઘર, પ્રથમ ગરભ ઉનને લીયાથા ॥ મહા સુખમેં બેઠે ઇંદર, આસન ઉનકા કંપાથા ॥ ફિકર હુઇ ઇંદર રાજાકું, વિચાર દિલમેં કરતાથા ॥ અવધ છોડ કર દેખા ઇંદ્રને, ઉનકું માલમ પડતાથા ॥ દેશી ફેંકની ॥ દેખા તિર્થંકર બ્રાહ્મણ ઘરકું, ફિકર હુઇ ઇંદર રાજાકું ॥ બોલાવે હરિણગમી દેવતાકું, લે જાઓ ગરભ ત્રિસલા ઘરકું ॥ અશુભ નિદ્રા ઢાળી ગરભ, હરણે ચલે ઉનકે ઘરકું ॥ તેજવંત નહિ છુપકર રહેતા, માલમ પડતા હે સબકું ॥ ૧ ॥ ગરભ બદલ કર ચલે હરિણગમી, આય બેઠે ફિર આસનકું ॥ ચઉદ સુપન ફિર માતકું દેખે, જીદે જીદે કહેતે તુમકું ॥

પહેલે સુપને ગજવર દેખા, વૃષભ સિંહ કહેતા તુમકું ॥ ચોથે લક્ષ્મી માતા આઇ, પાંચમેં પુષ્પકી માલાકું ॥ છઠ્ઠે ચંદ્રમા સાતમે સૂરજ, આઠમે દેખી ધજાકું ॥ નવમે કળસ અમીય ભરેલા, પદ્મ સરોવર કહિ તુમકું ॥ દેશી ફેરકની ॥ અગીયારમે ખીરસાગર દેખા, બારમે વિમાન તુમ કર લો લેખા ॥ તેરમે રતનકી કરો પરિક્ષા, ચઉદમે અગ્નિશિખાકું દેખા ॥ સુપન દેખકર રાણી જાગી, કહેને લાગી સ્વામીકુ ॥ તેજવંત નહી છુપકર રહેતા, માલમ પડતા હે સબકું ॥ ૨ ॥ બડી ફજર હુઇ ઉઠ સિદ્ધારથ, પૂછે સુપનપાઠકકું ॥ ગ્યાન ધ્યાનસેં બોલ્યા પાઠક, ઉત્તમ જીવ આવ્યા ઉદરકું ॥ તીન ભુવનકે નાથ હિ ચક્રી, હોવેગા કહેતા તુમકું ॥ પુન્ય સામે જનમ લિયાથા, સિદ્ધારથ રાજા ઘરકું ॥ ઓચ્છવ મહોચ્છવ કારણ ઇદર, લેય ગયે ફિર મેરૂકું ॥ છોટી કાયા દેખી ઉનોકી, સંશય ઉપન્યા ઇદરકું ॥ દેશી ફેરકની ॥ તીન જ્ઞાન ઉદરમે આયે, પગકે અંગુઠે મેરુ ડગાયે ॥ ફિર તિર્થંકરકું નમાયે, પછી સિદ્ધારથ ઘરકું લાયે ॥ સાત હાથકી કાયા ઊંચી, ઉત્તરાફાલ્ગુણ નખેતરકુ ॥ તેજવંત નહિ છુપકર રહેતા, માલમ પડતા હે સબકુ ॥ ૩ ॥ સોવનવરણી કાયા જિનકી, જધપર સિંહકા લછના ॥ મહા પરાક્રમ અનંત બળવંત, લોહી દુધકા હે વરણા ॥ માગશર શુદિ દશમીકે દિન, સંયમ લિયા મહાવીરને ॥ બારે વરસ લગે મૌન રહે ફિર, કરમ ઉડા દીયા ભગવાને ॥ વેશાખ શુદિ દશમીકે દિન, ભયાથા કેવળજ્ઞાને ॥ ઉસ દિન દેશના ખાલી ગઇ જબ, કોઇ ન લિયે સન પચ્ચખ્ખાણે ॥ દેશી ફેરકની ॥ અગિઆર ગણધર સંગ જિનુકે, ચઉદ હજાર સાધુ હે ઉનકે ॥ છત્રીસ હજાર સાધવી સબ મિલકે, સાચે દાખલે હે સિદ્ધાંતકે ॥ કવિ ગિરધરલાલ કહત સુરતમે, હુઇ સદ્ગુરૂકી મ્હેર હમકુ ॥ તેજવંત નહિ છુપકર રહેતા, માલમ પડતા હે સબકુ ॥ ૪ ॥ ઇતિ ॥

## अथ श्री महावीरस्वामीनी लावणी.

મે નમું જિનશાસન, કરમ કટ જાવે ॥ વિઘન ટળી જાવે, પાપ દુર જાવે ॥ મહાવીર ચરણકું, સિર નમ્યા દુખ જાવે ॥ એ ટેક ॥ કુંડનપુરી નગરી, પિતા સિદ્ધારથ રાયા ॥ માતા ત્રિશલાદેવી, કુખે કુંવરજી આયા ॥ માતા ત્રિશલાદેવી, એસા નંદન જાયા ॥ નહી ઓીત એસો અવતાર, જગત મન ભાયા ॥ રતનકા નામસેં, સરિરે

શાતા પાવે ॥ મહા૦ ॥ ૧ ॥ મહોત્સવે ઇંદ્ર ઇંદ્રાણી, મિલકર આવે ॥ જીનજીકું લેકર, મેરૂશિખરે નવરાવે ॥ ઇંદ્રજળ ધારા, બડી દેખી શંકા લાવે ॥ એ લઘુબાળક હે, રખે એને દુઃખ થાવે ॥ એમ સંશય ઇંદ્રજ, નિજ મનમાંહી લાવે ॥ મહા૦ ॥ ૨ ॥ તબ ઇંદ્રની શંકા, શ્રી જિનરાજ મિટાવે ॥ પ્રભૂ ચરણુ અંગુઠે, મેરૂ ચૂલિકા હલાવે ॥ તબ અવધી પ્રયુંજી, ઇંદ્ર જોઇ ખુશી થાયા ॥ એ જગતારણ હે, અપાર ઇનકી માયા ॥ એ અતુલબળી કે, પાર નહીં કોઇ પાવે ॥ મહા૦ ॥ ૩ ॥ એ ઇંદ્ર લાવી, નિજ માયની પાસ પોઢાવે ॥ જીન દરસન દેખી, ત્રણ્ય ભુવન સુખ પાવે ॥ એ દેવ દેવી, મિલકર દરસનકું આવે ॥ એ ધન્ય ઘડી, ધન્ય ભાગ્ય ભલા દિન પાવે ॥ એમ છપ્પનકુમારી, મિલકર મંગળ ગાવે ॥ મહા૦ ॥ ૪ ॥ સુદાન યાચકને, રાય સિદ્ધારથે દીધો ॥ કંચન ઘોડા, ગજરાજ ઉલટ મન કીધો ॥ એ રાય સિદ્ધારથ, બહુ વિધ જ્ઞાતિ જીમાવે ॥ સકળ કિયાં પકવાન, કસર નહીં પાવે ॥ એમ રાયતણા દિન, સુખે સુખે તે જાવે ॥ મહા૦ ॥ ૫ ॥ પ્રભૂયે માત પિતાને, રતિ દુઃખ નહીં દીધો ॥ એમ માત પિતાએ, આયૂષ પૂરણ કીધો ॥ પછી રાજઋદ્ધિ, છટકાઇ જિન સંયમ લિધો ॥ હુવા ચર્મતિ-થંકર, કારજ ઉત્તમ કિધો ॥ કરી તપ સંયમનેં, કર્મની ખાખ ઉડાવે ॥ મહા૦ ॥ ૬ ॥ પ્રભૂ સંયમ લઇને, બહુ વિધિ તપ નિપજાવે ॥ ખ-ટમાસી પારણો, ચંદન હાથે પાવે ॥ સતી સોળ શ્રંગારે, થઇ સુરનર ગુણ ગાવે ॥ વળી ચંદનબાળા, કર્મની ક્રોડ ખપાવે ॥ સતી છત્રીસ હજાર, સતીમાં બડા પદ પાવે ॥ મહા૦ ॥ ૭ ॥ લઇ કેવળ જીનજી, બારે અંગ ફુરમાવે ॥ જેની વાણી મીઠી, ખીર સુણિ દુઃખ જાવે ॥ જીહાં બારે પ્રકારની, પ્રષદા સુણવા આવે ॥ એવી વાણી સુધારસ, સુણિ જીન શિશ નમાવે ॥ કેઇ વ્રત કરે, ઉપવાસ વૈરાગ્ય મન લાવે ॥ મહા૦ ॥ ૮ ॥ ગૌતમ ગણુધરજી, હુવા પ્રભુજીના ચેલા ॥ જેણે તુર્ત લિયો હે, સંયમ સઘળા પ્હેલાં ॥ સહુ મળી ચુમ્માળીસેં, સાથે સંયમ લિધો ॥ સબ એક દિનમેં, દિક્ષાકો કારજ કીધો ॥ પછી ચૌદ હ-જાર, ચેલા પ્રભૂજી કને થાવે ॥ મહા૦ ॥ ૯ ॥ કળી આર્ય અનારજ, દેશ ગયા જિનરાયા ॥ અનંત કરી ઉપકાર, પાવાપુરી આયા ॥ તબ ભવિજીવ સુણીને, મનમેં અતિ હરખાયા ॥ કાર્તિક અમાસે, શિવપુર માંહી સિધાયા ॥ અબ જગત જીવતો, સિદ્ધજીકું શિશ નમાવે ॥ મ-હા૦ ॥ ૧૦ ॥ સંવત ઓગણિસેં, સાલ બત્રીસ એ ગાઇ ॥ એ માગ

સર-મુદ પુન્યમ, મેરે મન ભાઇ ॥ એક ચિંતસે, વીર જીનજીકી લાવણી ગાવે ॥ તિનકા ઘરમેં, દિન દિન પુરી સંપત્તિ પાવે ॥ જીનજીકા નામગે, પાપ કર્મ ખપ જાવે ॥ મહા૦ ॥ ૧૧ ॥ ચરણોંકા ચાકર, અર્જ કરે હો સ્વામી ॥ નંદરામકુ પ્રભુજી, તારો અંતરજામી ॥ અબ મ્હેર કરી, મોય ભવસાગરથી તારો ॥ એ જન્મ જરા ને, મરણ તણાં દુખ વારો ॥ સુખનામ ચરણકો, દાસ મહા એમ ગાવે ॥ મહાવીર ચરણકું૦ ॥ ૧૨ ॥

## અથ શ્રી અજિતનાથની લાવણી.

શ્રી અજિતનાથ મહારાજ, ગરીબ નિવાજ, જરૂર જિનવરજી (૨) ॥ સેવક શિર નામે, તને ઉચ્ચારે અરજી ॥ કર માફી મ્હારા વાંક, રઝળિયો રાંક, અનંતા ભવમેં (૨) આવ્યો છુ ત્હારે શરણ, બળી દુઃખ દવમે ॥ ક્રોધાદિક ધુતારા ચાર, ખરેખર ખાર, લગ્યા મુજ કેડે (૨) વળી પાપી મ્હારો નાથ, છેક છંછેડે ॥ આ મુજરો મુજ ભગવાન, કરૂં ગુણગાન, ધ્યાનમા ધરજી (૨) સેવક૦ ॥ ૧ ॥ મેં પૂર્ણ કર્યાં છે પાપ, મુઆજો આપ, કહું કરજોડી (૨) મુજ ભૂડામાં ભગવાન, ભૂલ નહીં થોડી ॥ જીવહિંસા અપરંપાર, કરી કિરતાર, હવે શું કરવું (૨) જૂઠું બહુ બોલી નાથ, સાચને શું હરવું ॥ તુજ ખોળામાં મુજ શિશ, જાણ જનદિશ, ગમે તે કરજી (૨) સેવક૦ ॥ ૨ ॥ મે કર્યા બહુ કુકર્મ, ધરી નહી ધર્મ, પૂર્ણ હું પાપી (૨) અવળો થઇ ત્હારી આણ, સેજ ઉત્થાપી ॥ મેં મૂરખ નિંદા ઘણી, મુનિવરતણી, કરી હરખાયો (૨) પરદાર દેખી લંપટ, હું લલચાયો ॥ કિંકર કહે કેશવલાલ, આણીને વ્હાલ, દુખ તું હરજી (૨) સેવક૦ ॥ ૩ ॥

---

## અથ શ્રી આદિનાથની લાવણી,

શ્રી આદિનાથ નિરવાણી, નમુ એમે ધ્યાની ॥ નમુ૦ ॥ ભવ જીવ તરણકે કાજ, બનાઇ વાંણી ॥ તુંમ નાભિરાયા કુલધારી, બડે અવતારી ॥ બડે૦ ॥ ખુલ રહી ખલકમેં દૃખુમ, કેસરકી ક્યારી ॥ દુમ મમતા મનકી મારી, આતમા તારી ॥ આતમા૦ ॥ તજ દીઇ વિપતી વિષયનકી, જાણકર ખારી ॥ તુમ કરી મુગત પટરાણી, જગતમેં જાણી ॥ જગતમેં૦ ॥ ભવજીવ તરણકે કાજ, બનાઇ વાણી ॥ ૧ ॥ જાણ્યા સુરનર સુખ રામી, હુના હે ઉદાસી ॥ હુવા૦ ॥ જલ

ગઇ જબર જંજાળ, જગતકી ફાંસી ॥ તુમ જગતપતિ અવિનાશી, મુક્તિકે વાસી ॥ મુક્તિકે૦ ॥ તેરે દરશનસેં સબ દુઃખ, દુર ગયો નાશી ॥ પ્રભુ કરી સફળ જીંદગાની, મેરે મન માની ॥ મેરે૦ ॥ ભવ જીવ તરણુકે કાજ, બનાઇ વાણી ॥ ૨ ॥ બડે જોતવંત જિનરાજ, જગતમેં બાજે ॥ જગતમેં૦ ॥ તેરો દરશાન હે સુખદાય, સુધારે કાજે ॥ તેરી ધુંન ગગનમેં ગાજે, સુરપત લાજે ॥ સુરપત૦ ॥ ગલ ગયા ગરવ પાખંડ, કામના ભાજે ॥ નાટક નાચે ઇંદ્રાણી, અધિક ધુંન આણી ॥ અધિક૦ ॥ ભવ જીવ તરણુકે કાજ, બનાઇ વાણી ॥ ૩ ॥ તેરી મહિમા કહીય ન જાવે, પાર નહીં પાવે ॥ પાર૦ ॥ ગાંધર્વ સુરપત સબી, તેરે ગુણ ગાવે ॥ તેરે ચરણોસેં લપટાવે, સરસ લવલાવે ॥ સરસ૦ ॥ નરનાર હીયાકે માંહે, ભક્તિ તેરી ચાહાવે ॥ તેરી તૃષ્ણા સબ વિરલાણી, મુક્તિકું ઠાણી ॥ મુક્તિકું૦ ॥ ભવ જીવ તરણુકે કાજ બનાઇ વાણી ॥ ૪ ॥ મરૂદેવા કુખકા જાયા, અમરપદ પાયા ॥ અમર૦ ॥ છપનકુંમરી નારી, મીલી જશ ગાયા ॥ દુરગતકો દુઃખ વિરલાયા, સફળ કરી કાયા ॥ સફળ૦ ॥ જીનદાસ નિરંજન દેખ, શરણ તેરે આયા ॥ સમકિતકી સેજ પીછાની, મીલી મોહે ટાણી ॥ મીલી૦ ॥ ભવ જીવ તરણુકે કાજ, બનાઇ વાણી ॥ ૫ ॥

---

## अथ श्री केसरीयाजीनी लावणी.

સુનીયો રે બાતા સદાશીવજી, મત ચઢ જાના કુલદેવા ॥ ગઢપતિ ઉનકા બડા એ ડંકા, અંત છેડો તમ ઉનદેવા ॥ સગતારેપત ચુડાવત બોલે, અમહી નોકર ઇનહુકા ॥ હિંદુપતસેં હાથ જોડકર, તીન ભવનમેં હે ટીકા ॥ સુનીયો૦ ॥ ૧ ॥ સરગ મરત પાતાળ સુનીયે, સુરીનર મુનિજન ધાવત હે ॥ ઇંદ્ર ચંદ્ર મુનિ દરશન આવે, મનકી મોજા પાવત હે ॥ સુનીયો૦ ॥ ૨ ॥ ગયા રાજ દિન કેસે આવે, નિરધનીયાકું ધન દેવે ॥ બાજ ખીલાવે સુંદર લડકા, સદા સુખી રહે તુમ સેવે ॥ સુનીયો૦ ॥ ૩ ॥ તારે ઝાઝ સમુદરમાંહે, રોગ નિવારે ભવ ભવકા ॥ ભુપ રંગકો રંગ દિયો હે, ચોરન બંધન હરિદેયા ॥ સુનીયો૦ ॥ ૪ ॥ ધું ધું ધું ધું ધુંસા બાજે, દેશો દેશપર હે ડંકા ॥ બાળે તાતીયા યું કર બોલે, મત બતલાવો બડબંકા ॥ સુનીયો૦ ॥ ૫ ॥ રાણાજી કહે ઉમરાવ વજીરને, માનત નહીં અમ એ

બાતા ॥ તારી કરણી તું પાવેગા, મેં નહીં આવું તુમ સાથાં ॥ સુની ગો૦ ॥ ૬ ॥ મુછ મરોડી ચઢે અભિમાને, ઝેર ભર્યા હે નજરોમેં ॥ રીખબદાસ કહે સાહેબ સચા, દેખ તમાસા ફજરોમેં ॥ સુનીયો૦ ॥૭॥

## અથ શ્રી શાંતિનાથની લાવણી.

શેહેર જુનેમે શાંતિ બિરાજે, અંગભર ફુલનકી માળા ॥ અગડદમ બગડદમ નોબત બાજે, ઘટ બાજતા ચોતાળા ॥ ગજપોર નગરીમેં તેરા જનમ હે, ઘેર ઘેર મંગળ સબ ગાવે ॥ ઇંદ્ર લોકથી ઇંદ્ર ઇંદ્રાણી, ઓછવ કરનેકું આવે ॥ ચાલીસ ધનુષ સોવન તેરી કાયા, મૃગ લંછન તેરે પાયા ॥ વિશ્વસેનકે કુળમેં શોભિત, માતા અચરાકે જાયા ॥ સરગ મરત પાતાળ ત્રિલોકમેં, હુવા જોતકા અજવાળા ॥ અગડદમ૦ ॥ ૧ ॥ કેસર ચંદન ઘણા ઘસીને, પૂજા કરૂં જિનેસરકી ॥ અનુપમ આગી ખુબ બની હે, જાગી જોત માહારાજકી ॥ અશરણ શરણ પતિત દુખ વારણ, કરૂણા સાહેબ તુંમ ધણી ॥ મુજ કરણી શુભ મતિ જો જાગે, કૃપા કરો મોરી ભક્તિ ભણી ॥ તેરે નાસસેં નવનિધ પાવે, શાતિનાથજી મતબાલા ॥ અગડદમ બગડદમ૦ ॥ ૨ ॥ આંગી તેરી અજબ બની હે, શાતિનાથ સાહેબ મેગ ॥ જડાવકી ટુમ મોહે ટીલડી, હીરા ચકતા હે ચોફેરા ॥ અંગભર ફુલન જટા બની હે, ચમર ઉડતા ચોફેરા ॥ ધુપ ધાન ઓર જાત બની હે, શિર સોહે મોતી તોડા ॥ નવ રતનના હાર ગલેમે, જેસા ચંદ્રકા અજવાળા ॥ લાગી જોત તેમ જોત જગતમે, દીપે તેજકા અજવાળા ॥ અગડદમ બગડદમ૦ ॥ ૩ ॥ તેરે નામમેં સબ જીગ મહીમાં, ધન તું મારી કરણીકું ॥ શાતિનાથજી મે શેવક તુમારા, મેરી લાજ અપને ધરકું ॥ શાતિ કહોને રે શાતિનાથજી, સમરણ કરતા સબ તેરા ॥ સામી સાજકી હોતી આરતિ, શામ સુરત દીસે પ્યારી ॥ આરતિ ઉતારે આનંદ ગાવે, બાજે મરદંગ ગડતાળા ॥ અગડદમ બગડદમ૦ ॥ ૪ ॥ પુજા કહે રે પ્રભુ સાહેબ મેરા, ચરણ પખાળું મેં તેરા ॥ જનમ મરણકા ભય નિવારો, તારો ભવસાયર ફેરા ॥ લખ ચોરાશી ભવમેં ભમીઓ, જેસા ધાંણીકા ફેરા ॥ શાંતિનાથ મુજ પાર ઉતારો, ગરીબ ચાકર મેં તેરા ॥ ભાણુચંદ કહે ભય નિવારો, બાજે ગીતકા પડિયાળા ॥ અગડદમ બગડદમ૦ ॥ ૫ ॥

## અથ શ્રી નેમનાથની લાવણી.

હે ગયા દગા દિલદાર, સુનો મેરી માઇ ॥ સુનો૦ ॥ લગી રહી નેમ દરશનકી સરસ અશનાઇ ॥ અબ અજબ બની જો નેમ, મેરે શિર છાજે ॥ મેરે૦ ॥ જાદવકી દેખી જાંન જગત સબ લાજે ॥ એસો નેમ નવલ એક બિંદ, અનોખો બાજે ॥ અનોખો૦ ॥ સુરિનર ગાવે ગીત ગગનમેં ગાજે ॥ અબ દોડ દોડ સબ દુનિયાં, દેખન આઇ ॥ દેખન૦ ॥ હે ગયા દગા દિલદાર સુનો મેરી માઇ ॥ ૧ ॥ અબ ચઢયા નેમ તોરણકું, આનંદ દિલે ધર કર ॥ આનંદ૦ ॥ સજ આયા સુરંગી સાજ કીલોલાં કર કર ॥ મેં પાયો પરમ આનંદ, હરખ હીયા ભર કર ॥ હરખ૦ ॥ લે ગયો પતિ નેમિનાથ મેરા મન હરકર ॥ સખી સંપત મુજ આંગનમેં, આજ ચલ આઇ ॥ આજ૦ ॥ હે ગયા દગા દિલદાર સુનો મેરી માઇ ॥ ૨ ॥ અબ એણે અરસરમેં સુરત, શ્યામકી લાગી ॥ શ્યામકી૦ ॥ પશુવનકી સુણી પોકાર દયા દિલ જાગી ॥ જીને લઇ પરબતકી વાટ, ત્રશના ત્યાગી ॥ ત્રશના૦ ॥ શિવરમણીકે શિર બિંદ બન્યો બેરાગી ॥ અબ તેલ ચઢી રાજુલકું, ખઠી છટકાઇ ॥ ખડી૦ ॥ હે ગયા દગા દિલદાર સુનો મેરી માઇ ॥ ૩ ॥ અબ રેતીકે સરોવરમેં, ટીપે નહીં પાંની ॥ ટીપે૦ ॥ જીન ગુણ ગાયા નહીં જાય અલપ જીંદગાની ॥ અબ કઠણ જીવ દુરગતકો, બન્યો મેં દાણી ॥ બન્યો૦ ॥ જીનદાસ કરો ભવપાર દયા દિલ આંણી ॥ અબ સરણ સતીકે બેઠા, વિનતી ગાઇ ॥ વિનતી૦ ॥ હે ગયા દગા દિલદાર સુનો મેરી માઇ ॥ ૫ ॥

---

## અથ શ્રી નેમનાથની લાવણી.

એજી હું મ તજકર રાજુલ નાર, તજ્યા સબ ઘર રે ॥ તજ્યા૦ ॥ મેં નમું નેમકે પાય, ગયે ગિરિવર રે ॥ ટેક ॥ મેં પ્રિત પિયાકી કરકે, પલ્લે લાગી ॥ પલ્લે૦ ॥ તુમ ત્યાજ ચલે બિન ખંડ, હુવે બેરાગી ॥ એક રાજીમતિ સતવંતી, ભાવસેં ત્યાગી ॥ ભાવસેં૦ ॥ તેરે અંતર ઘટમેં જોત, જ્ઞાનકી જાગી ॥ એમ રોતી રાજુલ નાર, નેન ભર ભર રે ॥ નેન૦ ॥ મેં નમું નેમકે પાય, ગયે ગિરિવર રે ॥ ૧ ॥ મેં નહીં કીની તકસીર, પીયા કયું રૂઠે ॥ પીયા૦ ॥ મેરે ઘર કુટુંબ પરિવાર, સદા સબ રૂઠે ॥ મેં હંડી ધકે માંહે, જોબન સંબ લૂંટે ॥

જોબન૦ ॥ મેં ચલું નેમકે પાસ, પ્રીત કેમ તુટે ॥ મેરે નેમ વિના ન હી ઓર, જગતમે વર હૈ ॥ જગતમે૦ ॥ મેં નમું નેમકે પાય, ગએ ગિરિવર રે ॥ ૨ ॥ મેં અરજ કરૂં કરજોડી, કરોજી મન પરશાન ॥ કરોજી૦ ॥ મેરે ગિરપર નેમ સરદાર, દીજે મુજ દરશન ॥ મુજ સુખ સખીયનકા દેખ, લાગે મોએ તરશન ॥ લાગે૦ ॥ મેરે આયો આખ, મેં નીર, લગે નિત બરશાન ॥ મુજ મન મીલનકી આશ, મીલો કોઇ કર લે ॥ મીલો૦ ॥ મે નમું નેમકે પાય, ગયે ગિરિવર રે ॥ ૩ ॥ તુમ તજકર ગજુલ નાર, મુક્તિમેં મેહેલી ॥ મુક્તિમે૦ ॥ પછી નેમ ગયે ગિરનાર, કરમ સબ ઠેલી ॥ મેં નિત ઉઠકર પ્રભાત, નમું પદ પેહેલી ॥ નમું૦ ॥ મેરે નેમ વિના નહી ઓર, જગતમેં બેલી ॥ અબ અરજ કરે જીનદાસ, સુનો જીનવર રે ॥ સુનો૦ ॥ મેં નમું નેમકે પાય, ગએ ગિરવર રે ॥ ૪ ॥

## અથ શ્રી રાવણને ઉપદેશની લાવણી.

કહે બિભીષણ સુણ ભાઇ રાવણ, અરજ કરૂં હું હિતકારી ॥ તીન ખંડકો નાથ કહીજે, પાછી આપો પરનારી ॥ એ આંકણી ॥ રાજા જનકની પુત્રી કહીજે, મિથિલાનગરી અધિકારી ॥ ભામંડળકી બેહેન કહીજે, વિદ્યાધરમેં શિરદારી ॥ કહે૦ ॥ ૧ ॥ રામચંદ્રજીએ ધનુષ્ય ચડાયા, સીતા કીધી ઘર નારી ॥ વિદ્યાધરકું જોર દિખાયા, જબ સીતાકી છોડ લારી ॥ કહે૦ ॥ ૨ ॥ રામચંદ્રકા છોટા ભાઇ, કોટિશિલાને ઉઠાવી ॥ સીતાના તે દેવર કહીએ, લક્ષ્મણ નામ જે કહેવાવી ॥ કહે૦ ॥ ૩ ॥ તે ઘરની છે એહ સુંદરી, સતીયોમાંહે સિરદારી ॥ ઓર પુરુષકું નહી આદરે, જો હોય ઇંદ્ર અવતારી ॥ કહે૦ ॥ ૪ ॥ સુપનામાં નહિ વછે સુંદર, કિસી ગણતીમે નહિ તેરી ॥ તું તો રાજા અન્નનો કીડો, છોડ દિયો ઉનકી નારી ॥ કહે૦ ॥ ૫ ॥ જો તુ ઇનકો મગ ન છંડે, આંખ મીચકર અંધકારી ॥ કામ બુદ્ધિકેં કયો કર સૂઝે, ફોજ દળ હુવા તૈયારી ॥ કહે૦ ॥ ૬ ॥ રામચંદ્રે સુગ્રીવ નમાયે, વિદ્યાધરકો સિરદારી ॥ વિદ્યાધર દળ બહુ જગાયા, રામચંદ્ર હુવા તૈયારી ॥ કહે૦ ॥ ૭ ॥ કહુ માની મેલી દે સીતા, નીકળ લંકા લે ઘેરી ॥ ઘણા સુભટ તુજ હામ્યા જાને, કરશે તે લંકા ઢેરી ॥ કહે૦ ॥ ૮ ॥ તોરા જોર કાઇ ન ચાલે, પરત્રિયાકી કીધી ચોરી ॥ સા પુરૂષાકો પરે પાધરી, અરજ લિયો હૈરૂ મારી ॥ કહે૦ ॥ ૯ ॥ તું જા

ણે હું ઘણો જોરાવર, તીન ખંડકો સિરદારે ॥ સીતા પાછી નહીં મેલે તો, રામચંદ્રજી નહીં હારે ॥ કહે૦ ॥ ૧૦ ॥ એ નારીનો સંગ કરંતાં, હોશે ખરાબી ઘણી ત્હારી ॥ દુનિયામેં ફજેતી હોવે, નરભવ જનમાંતર હારી ॥ કહે૦ ॥ ૧૧ ॥ એહ મંદિરને એહ માળિયાં, સહસ બત્રીશે તુજ નારી ॥ એક સીતાને કારણ ભાઇ, હોવે નરકકા અધિકારી ॥ કહે૦ ॥ ૧૨ ॥ કહ્યું માની મેલી દે સીતા, તો કરશું સેવા ત્હારી ॥ નહિ તો ઊઠીને અમે જાશું, રામચંદ્ર શરણા ધારી ॥ કહે૦ ॥ ૧૩ ॥ રીશ કરી તવ બોલ્યો રાવણ, કિસી ગિણતિ રાખું ત્હારી ॥ સીતાને પાછી નહિ મેલું, કરશું મ્હારી પટ નારી ॥ કહે૦ ॥ ૧૪ ॥ બિભીષણ ઉઠીને ચાલ્યો, તીસ અક્ષોહિણી લઇ સારી ॥ રામચંદ્ર કહે આવો લંકેસર, આદરમાન દિયો ભારી ॥ કહે૦ ॥ ૧૫ ॥ હિત શિખ નહીં માની દુષ્ટે, નરક મેલ પહોંચ્યો જાઇ ॥ કહે જિનદાસ સમજજો ચેતન, સુગુરુ વચન ચિત્ત સુખદાઇ ॥ કહે૦ ॥ ૧૬ ॥ ઇતિ ॥

## अथ श्री महातपस्वी धन्नाअणगारनी लावणी.

( સોળ સ્વપ્નની લાવણીની દેશીમાં. )

શ્રી વીર જિનેશ્વર નમત સુરેશ્વર, ચોત્રિશ અતિશય કરી છાજે ॥ સકળ કર્મ ભય ભર્મ મિટાયા, વાણી પેંતિસ જ્યોં ઘન ગાજે ॥ પાખંડી બંડ અફંડ કરે નહિ, ભગે શિયાળ જ્યોં સિંહ દેખી ॥ અપરંપાર મહિમા જિનવરકા, હોયે ખુશી ભવિજન પેખી ॥ ગ્રામ નગર પુર પાટણ ફિરતે, નગર રાજગૃહીકું આયા ॥ ધન ધન્નો મુનિરાજ ઝાજ સમ, સબ મુનિવરમેં સરસાયા ॥ ધન૦ ॥ ૧ ॥ બાગવાન દિલ હરખ આનકે, કહેતા શ્રેણિક રાજનકે ॥ પુણ્ય ઉદય પ્રભુ બાગમેં આયે, સંત બહુત મુનિ હે ઉનકે ॥ બિદાદેકે ચલે રાજ અસવારી, વંદન કર બેઠે સામે ॥ પ્રભુજી દે ઉપદેશ સભામેં, પૂછે શ્રેણિક શિર નામે ॥ કહો મુજ દિનદયાળ કૃપા કર, તુમ સબ જાણક જગરાયા ॥ ધન૦ ॥ ૨ ॥ ચઉદસહસ મુનિ સંગ આપકે, શિવપુર આશ કરે સારા ॥ નિજમેં તજ હે કોન ઇનોમેં, કરણીમેં દુક્કરકારા ॥ પ્રભુજી કહે સબ મોતીમાળ સમ, સંયમ કરણી હુંશિયારા ॥ દુક્કર દુક્કરકાર સકળમેં, ધન્ના મુનિવર અધિકારા ॥ નામ ઠામ કરણીકા પરસન, પૂછે શ્રેણિક ઊમાયા ॥ ધન૦ ॥ ૩ ॥ કાકંદી નગરીકે અંદર, ગાથાપતિણી ભદ્રા નામે ॥ ધન્નો સુત ગુણવંત વિચક્ષણ, બહોતેર કળા

જોવન પામે ॥ બત્તિમ લડકી ભૂપતિયોંકી, બહુત ધૂમસે પરણાઇ ॥ બત્તિસ બત્તિસ જિનસાં દાયજે, બસ એકસો બાવણ આઇ ॥ પડે નાટક ધમકાર મહેલમેં, ભોગ ભોગવે મન ચાયા ॥ ધન૦ ॥ ૪ ॥ એક દિન ત્રિશલાનંદ દિવાકર, કાકંદી નગરી આયા ॥ જિતશત્રુ નૃપ પ્રજાલોક સબ, શ્રી જિન દરિસણકું ધાયા ॥ ધન્નાશેઠ પણ આયા ઉલટ ધર, વંદન કર બૈઠે આઇ ॥ ફરમાયા ઉપદેશ ધરમકા, ધિગ ધિગ ધિગ હે જગતાઇ ॥ રાચ રહ્યા જગ જીવ અજ્ઞાની, માને મેરી સંપત આયા ॥ ધન૦ ॥ ૫ ॥ તન ધન જોવન સર્વ અથિર હે, પુદ્ગળ શોભા હે સારી ॥ માત પિતા ઓર કુટુંબ કબીલા, મતલબકી જગમેં યારી ॥ ત્રાણ શરણ નહિ મરણ રોગમેં, ઇસ્મે કુછ નહિ હે શંકા ॥ કાયકી શીશી ફુટે પલકમે, મત મગરૂર કરે અંગકા ॥ ધરમ ધ્યાન દોઇ હે તુજ સંગી, જગ સબ સુપનેકી માયા ॥ ધન૦ ॥ ૬ ॥ કામ ક્રોધ મદ રાગ દ્વેષ છળ, સકળ કરમકે બંધન હે ॥ ચેતનકું બેહાલ કરે હે, ચાર ગતિ દુ:ખ ફંદન હે ॥ જબલગ જરા વ્યાધિ નહિ આવે, ઇંદ્રિયકા બળ ઘટે તેરા ॥ જિમ પહેલે હુંશિયાર હોય કર, ધરમ ધ્યાન કરી લ્યો ગહેરા ॥ શિવસુખકી જો ચ્હાય તુમારે, એ કહેણી માનો ભાયા ॥ ધન૦ ॥ ૭ ॥ ધન્નો શેઠ વૈરાગ આણ્યુ દિલ, કહે સાહિબશું શિર નામી ॥ આપ કહી સો હે સબ સચ્ચી, મેં સંયમ લેવણ કામી ॥ જનનીકી આજ્ઞા લે આઊં, પ્રભુ કહે સુખ તુમ તાંઇ ॥ ઉેર કરો મત ધર્મ કામમેં, ગઇ પળ સો આવે નાંહી ॥ વદન કર ચલ આયા માતપેં, અનુમતિ માગે ઉલસાયા ॥ ધન૦ ॥ ૮ ॥ પુત્ર સવાલ સુણી તતક્ષણ સા, મૂર્ચ્છા ખાય પડી ધરતી ॥ દાસી મિલકર કરી સચેતન, આંખો બુંદનમેં ઝરતી ॥ કહે પુત્રકું સંયમ કિરિયા, દુર્લભ હે તુજકું ભાઇ ॥ બત્તિસ તરુણી લઘુ વયે સારી, હાલ જાયે મત છટકાઇ ॥ મેરે પીછે તુજ વૃદ્ધ વય આયા, ફિર સંયમ લીજે જાયા ॥ ધન૦ ॥ ૯ ॥ ખડગ ધાર ઓર છુરી પાનપર, ચલણા દુષ્કર અધિકાઇ ॥ લોહ ચણા મેણદાંતે ચાવણા, વેળુ કવળ નહિ સરસાઇ ॥ પવનશું કોથળો ભરવો જૈસે, મેરુ તોલણો કઠિણાઇ ॥ ગંગાનદીકી ધાર પકડ કર, ચઢનાં જૈસે ગગન આઇ ॥ ઐસે સંયમ દુક્કર દુક્કર, તેરી હે કોમળ કાયા ॥ ધન૦ ॥ ૧૦ ॥ જનનીકા એ સવાલ સમજ કર, ધન્નો કહે સુણ રે માઇ ॥ નારી ક્યારી નરક કુંડકી, ફળ કિંપાકરી દરસાઇ ॥ કાળ જોરાવર તીન લોકમે, છોડે નહી એ કિમ તાઇ ॥ કોણ વખત

ઓર કવણ યોગસેં, પહેલાં પીછે ખબર નાંઇ ॥ મેરે તાંઇ ઝટ દે દે આજ્ઞા, જનમ મરણસેં ગભરાયા ॥ ધન૦ ॥ ૧૧ ॥ સંયમ મારગ દુક્કર દુક્કર, ઇસ્મેં ફરક નહીં આતાં ॥ કાયર કૃપણ નિર્બળ નર ઓર, ઇણ ભવકી ચાહત શાતા ॥ પરભવકી નહિ ચાહત જિસકે, સો સંયમશું થરરાતા ॥ શૂરવીરકું સહજ હે સંયમ, જગકા જૂઠા હે નાતા ॥ જો પળ જાવે સો નહીં આવે, જગનાયકને દરસાયા ॥ ધન૦ ॥૧૨ ॥ સવાલ જવાબ ભયે મા બેટાકે, અધિકથકી આજ્ઞા દીની ॥ બહુત મહોચ્છવ ઓર ઉલટ ભાવસેં, ધન્નાયે દિક્ષા લીની ॥ હાથ જોડકર કહે પ્રભુજીશું, જાવજીવ છઠ્ઠ તપ ધારૂં ॥ પારણે આંબિલ આહાર નાંખતો, મિલે તો લુઉં પારણા સારૂં ॥ ભગવંત કહે તુમ સુખ હોય સો, કરો દેવાનુપ્રિય ઇચ્છા ॥ ધન૦ ॥ ૧૩ ॥ ચઢતે ભાવ ઓર સંમ પરિણામેં, તપ ધાર્યો દુક્કરકારી ॥ કોઇ દિન આહાર મિલે નહિં મુનિકું, કોઇ દિન નહિ મિલતા વારી ॥ સૂકા લૂખા તન ભયા ભૂખસેં, લોહી માંસ સબ સૂકાણો ॥ કાચા તુંબાસો શીશ મુનિકો, નેત્ર આંત તારા જાણો ॥ ઊંડા કરેવા સો પેટ જ્યું દીખે, રસનાપાન જો સૂકાયા ॥ ધન૦ ॥ ૧૪ ॥ અંબ પેશી જ્યું નાસિકા ઋષિકી, કાચરી છાલ જ્યું કાન કયા, ઢંકપંખી જ્યું જંઘા દરસે, સૂકા સરપ જ્યોં બદન ભયા ॥ કાક પાવ જ્યું પાવકી પિંડી, આંગળી સૂકી જ્યોં મુગફળી ॥ ન્યારા ન્યારા હાડ દીસે સબ, અલગ અલગ સોળે પસળી ॥ સકળ ખુલાસા હે શાસ્તરમેં, શ્રીમુખ સાહેબ ફરમાયા ॥ ધન૦ ॥૧૫ ॥ કોયલાતિક ઓર એરંડ લકડકો, ચલતો ગાડો બજે જૈસેં ॥ ઉઠતાં બેસતાં હાલતાં ચલતાં, મુનિકે હાડ બજે તૈસેં ॥ તપ તેજસેં પુષ્ટ ભયા મુનિ, નિર્બળ બહુત ભયે તનમેં ॥ હિરતે ફિરતે શબ્દ બોલતે, સુણતે ખેદ પાવે મનમેં ॥ આયુષ્ય બળસેં કામ કરે સબ, ભાવ સંયમ નિષ્ફળ ઠયા ॥ ધન૦ ॥ ૧૬ ॥ શ્રેણિક સુણી હવાલ મુનિકા, પ્રભુકું વંદે શિર નામી ॥ ધન્નામુનિકે પાસ જાયકેં, કહે તુમ ધન અંતરજાંમી ॥ સફળ કિયો તુમ મનુષ્ય જનમકો, કરણીમેં કુછ નહિ ખામી ॥ છતા ભોગ છટકાય દિયા સબ, દુક્કર તપ કિરિયા કામી ॥ તુમ હો ગરીબ નિવાજ દયાનિધિ, ચરણ શરણ મુજ મન ભાયા ॥ ધન૦ ॥ ૧૭ ॥ મુનિકા કરી ગુણગ્રામ ભૂપતિ, પ્રભુ પ્રણમી ગયે નિજ ઠામે ॥ દિન કેતા રહિ વિહાર કિયો પ્રભુ, વિચરે પુર પાટણ ગ્રામે ॥ કોઇ દિન રાજગૃહીનગરીમેં, સમોસર્યા ફિર જિનરાયા ॥ ધર્મ જાગરણામેં

મુનિ ચિંત્યો, શક્તિ નહિ કિંચિત કાયા ॥ દિન ઉગ્યા પ્રભુ આજ્ઞા લે કે, સાધુ સાધવી ખમાયા ॥ ધન૦ ॥ ૧૮ ॥ વિપુલગિરિ પર્વતપર ચ- ઢકે, પાદોપગમ અણસણ કીના ॥ એક માસ સંથારો આરાધિ, ઋષિ સર્વારથ સિદ્ધ લીના ॥ અરથ પાઠ પઢે અંગ ઇગ્યારા, નવ મહિના દિક્ષા પાળી ॥ આદિ અંત ચઢતે પરિણામે, બહોત કરમ દિયા પર- જાળી ॥ સાત લવકા રહ્યા કમતિ આઉખા, એકાવતારી સો પદ પા- યા ॥ ધન૦ ॥ ૧૯ ॥ કોડિ તીન પંચ લાખકે ઉપર, સહસ્ર એકસઠ તીનમેં જાણો ॥ સામ નવકા ધામ બતાયા, સુકૃત કરણીકે માનો ॥ એકગો શિત્તેર કોડીકે ઊપર, લાખ સત્તાણુ પળ કહીયે ॥ સહસ્ર અ ઠાણું નવમે છન્નુ, ત્રીજો ભાગ અધિક લહીયે ॥ એક એક દમ પર ઇતની પળકો, સર્વાર્થસિદ્ધમે સુખ પાયા ॥ ધન૦ ॥ ૨૦ ॥ સંવત ઓગણીશે આડતીસ સાલે, ચૈત્ર શુક્લ ઇગ્યારસ આઇ ॥ વાર ચંદ્ર દિન પેઠ આંબોરી, ઠાઇ દેશ દક્ષિણ માંઇ ॥ મહારાજ અયવંતાઋષિ જી પ્રસાદે, તિલોકઋષિ લાવણી ગાઇ ॥ ગુણીજનની તારીફ કરી યહ, અશુભ કર્મકે ક્ષય તાંઇ ॥ ઐસી સમજ સબ ગાનાં ગુણી ગુણ, કામ સિદ્ધિ સુખ સવાયા ॥ ધન૦ ॥ ૨૧ ॥ ઇતિ ॥

## अथ श्री परस्त्री निरखवा उपर लावणी.

ચતુર પરનારી મત નિરખો ॥ શ્રાવણ કેરી રૈન અંધેરી, બીજ લિકો ચમકો ॥ રાવણ મ્હોટો રાય કહાવે, લંકાગઢ બંકો ॥ પાપ ક- રીને નરક પહોચીયો, દુખ પાયો અધિકો ॥ ચતુર૦ ॥ ૧ ॥ ધાતકી ખંડકો રાય પદ્મોત્તર, દ્રૌપદિને હરતો ॥ કૃષ્ણ નરેસરે કરી ખુવારી, જબ પુણ્ય હુવો હલકો ॥ ચતુર૦ ॥ ૨ ॥ કીચકરાયે મહા દુખ પાયો, ભીમે શું અધિકો ॥ નારી દ્રૌપદિ નેહે બિચારી, ભવ ભવમેં ભટ- કયો ॥ ચતુર૦ ॥ ૩ ॥ પરનારીકો રંગ પતંગ હે, પોવળકો ઝળકો ॥ ઓસ બુંદ જબ લગે તાવડા, ઢળક જાય ઢળકો ॥ ચતુર૦ ॥ ૪ ॥ પ- રનારીકો સનેહજ કરતાં, ધન જાવે ઘરકો ॥ દુજા દેખકર કરે ખુવા- રી, જબ વનમે ભટકયો ॥ ચતુર૦ ॥ ૫ ॥

## अथ श्री स्वार्थ विषे लावणी.

કોન જગતમે ત્હારા ચેતન, કોન જગતમેં ત્હારા રે ॥ અપને અપને સ્વારથકે બમ, બિન સ્વારથ હોય ન્યારા રે ॥ કોન૦ ॥ ૧ ॥ એ આકણી ॥ સ્વારથે માત સપુત્ત બોલાવે, જી જી કરિ રહે દાસ રે

॥ વીર કહે ભગિની નિજ સ્વારથે, લાગે પિતાકું પ્યારા રે ॥ કોન૦ ॥ ૨ ॥ હય ગય રથ નાયક ધન પરધન, કોઇ ન રાખણહારા રે ॥ કાળ બેહાલ સબહીકું કરતે, કરતા મુખ પોકારા રે ॥ કોન૦ ॥ ૩ ॥ ઇંદ્રજાળ સુપના સમ જાણો, જુઠા જગત પસારા રે ॥ સેવો ચરણ કોઇ સંત જનોકે, જ્યું હોવે નિસ્તારા રે ॥ કોન૦ ॥ ૪ ॥ ઇતિ ॥

## अथ श्री मिथ्यात्ववर्णन लावणी.

કંકરકું શંકર કરિ માને, એ કુમતિકી બાતાં હે ॥ આક ધતૂરા વેલ પાંતશું, પૂજત શિવ રંગ રાતા હે ॥ અંગદાન દેતા શિવમતિમેં, નર નારીકા નાતા હે ॥ કંકરકું૦ ॥ ૧ ॥ ચઢી જીવકા ગળા કટાવે, લોક કહે એ માતા હે ॥ તાકું પૂજ મગન મનમોહન, સો નર નરકે જાતા હે ॥ કંકરકું૦ ॥ ૨ ॥ કુગુરુશું પરભવ દુઃખ પામે, નહિ તિલ ભર એક શાતા હે ॥ કુદેવકું ચેતન ચુ સેવત, હિંસાધર્મ દુઃખદાતા હે ॥ કંકરકું૦ ॥ ૩ ॥ કુગુરુ ત્યાગ સુગુરુ નિજ સેવે, નિત્ય નિર્ગ્રંથ ગુણ ગાતા હે ॥ જિનવર ગુણ જિનદાસ બખાને, એ મુક્તિકા ખાતા હે ॥ કંકરકું૦ ॥ ૪ ॥ ઇતિ ॥

## जीनदास कृत लावणीयो.

તુમ જપો મંત્ર નવકાર, ઉનસે ઉતરોગે ભવપાર ॥ હોયે તેરી કાયાકો આધાર, સફળ કરલે અપનો અવતાર ॥ ધ્યાન તુમ મનમાં ધરો નરનાર, ખાણ દુઃખકો એ હે સંસાર ॥ કરો પ્રભુ ખ્યાલ જીનદાસે, રખો તેરે ચરણોકે પાસે ॥ ૧ ॥

---

સરક જા કુમતિ નાર કાલી, તેરી સોબતમાં ગઇ લાલી ॥ સોબત સુમતાકિ મેં ટાલી, આતમા તપમેં નહીં ઘાલી ॥ અનંત ભવ વીત ગયા ખાલી, વેદના નિગોદકી ઝાલી ॥ અમરપદ જીનદાસ માગે, સદાએ પ્રભુજીકું પાએ લાગે ॥ ૨ ॥

---

શિશ નિત નમું નાભિનંદન, ચરણપર ચડે કેસર ચંદન ॥ કરત સબ ઇંદ્રાદિક બંદન, કટત હે કર્મકા ફંદન ॥ સાધ્યો તેં શિવપુરકો સાધન, સર્વ જીવનકું સુખ કંદન ॥ જીણંદગુણ જીનદાસ ગાવે, શીશ ચરણોમેં નમાવે ॥ ૩ ॥

# શિખામણનાં પદો.

## પદ ૧ લું.

પ્રભુ ભજીલે પ્રિતે પ્રાણીઆ રે, છોડી દે બીજી સૌ જંજાળ ॥ અંતે જાવુ છે જીવ છોડી સરવને રે ॥ મારૂં મારૂં કરીને મોહી રહ્યો રે, પણ તારૂં છે શું તેતો સંભાળ ॥ અંતે૦ ॥ ૧ ॥ લાખપતિ શું સાથે લૈ ગયા રે, જોને વિચારી ચિત્ત ચેત ॥ અંતે૦ ॥ સગા સનેહિ તારા સ્વારથિ રે, સુશક મંનિના જેવુ હેત ॥ અંતે૦ ॥ ૨ ॥ ડાભ અણિપે જળ બિંદુવો રે, ખરતા તેને શી લાગે વાર ॥ અંતે૦ ॥ એવો તે દિન એક આવશે રે, નથી કોઇ તને બચાવનાર ॥ અંતે૦ ॥ ૩ ॥ પુષ્પો ખીલે છે માળિ બાગમાં રે, કાળે તે ખચિત કરમાય ॥ અંતે૦ ॥ એમ જોબન તારૂં જાણજે રે, દિને દિને ક્ષિણ થાય ॥ અંતે૦ ॥ ૪ ॥ સુપનવિલાસ સમ માયબી રે, જાણી ન કરો ગર્વ કોય ॥ અંતે૦ ॥ ભોગ તે રોગ સમ જિન કહે રે, તજતાં તે શિવસુખ હોય ॥ અંતે૦ ॥ ૫ ॥ સમજીને ભજ ભગવાનને રે, મૂકીને સંસારિક ફંદ ॥ અંતે૦ ॥ ભવ સુધારો બેય આપણા રે, ભાખે તે મૂનિ કેવળચંદ ॥ અંતે જાવુ છે જીવ છોડી સરવને રે ॥ ૬ ॥

## પદ ૨ જું.

ચેત ચેતરે ચેતાવું તને જીવડા રે ॥ તારૂં આયુષ્ય વિજળી સમાન ॥ કેમ સમજે ન સતગુરૂ માનમાં રે ॥ એક દિન જરૂર ઉઠી ચાલવુ રે, અંતે ઠરવુ જઇને શમસાન ॥ કેમ૦ ॥ ૧ ॥ ખુબ ખીલ્યાં તે ફુલ કરમૈ જગે રે, જોને વિચારી અંતર આપ ॥ કેમ૦ ॥ એમ ફરમાશે યોવન તાહેરૂં રે, એવુ સમજીને દુર કર પાપ ॥ કેમ૦ ॥ ૨ ॥ જેમ ઇંદ્રધનુષ્ય આકાશમાં રે, જોતાં રંગમાં સરસ જણાય ॥ કેમ૦ ॥ ભાળ જોત જોતામાં જાગે વિખરી રે, તારૂં આયુષ્ય એમ વહી જાય ॥ કેમ૦ ॥ ૩ ॥ કૈક ચાલ્યા ને તારે ચાલવુ રે, એમ લાવ તું ઉરમાંહી જ્ઞાન ॥ કેમ૦ ॥ કેડા મોર નિશ્ચે મરવુ થશે રે, જેમ ખરે છે પીંપળાના પાન ॥ કેમ૦ ॥ ૪ ॥ અચળ વાસ કરીને વસવુ નથી રે, જરા આંખ ઉઘાડીને ભાળ ॥ કેમ૦ ॥ તારી નજરો આગળથી વહી ગયા રે, કૈક રોડીઆ શ્રીમંત ને ભૂપાળ ॥ કેમ૦ ॥ ૫ ॥ નિત્ય નવિ

રસોઇયો રૂડી રાંધતા રે, તાતાં તાતાં તળીને ખાતા સાક ॥ કેમ૦ ॥ એવા ઉઠી ગયા ક્ષણ એકમાં રે, ફરી આવ્યા ન ખાવા ખોરાક ॥ કેમ૦ ॥ ૬ ॥ એમ સમજીને વાળ મન તાહેરૂં રે, તજો આપસ્વછંદી ફંદ ॥ કેમ૦ ॥ મિત્રભાવ રાખી સદા દિલમાં રે, ભલું સર્વેનું ચ્હાય કેવળચંદ ॥ કેમ સમજે ન સતગુરુ સાનમાં રે ॥ ૭ ॥

## પદ ૩ જું.

સારી શિખ મારી તું વિચારી લે રે, તારે માટે કહું છું હું આપ ॥ નથી ભરોંસો ઘડી પળવારનો રે ॥ જારી કર્મ કરવાથી રહો વેગળા રે, નિત્ય જપો પ્રભુજીનો જાપ ॥ નથી૦ ॥ ૧ ॥ કાળચક્ર ફરે શિર ઉપરે રે, રહ્યો તાકી તે લાગ જુવે આજ ॥ નથી૦ ॥ લઇ જાશે સગાં સહુ દેખતાં રે, જેમ આકાશે પંખી ઝાલે બાજ ॥ નથી૦ ॥ ૨ ॥ લાખ ક્રોડપતિ ઉઠી ગયા રે, જેમ વાયે ઉડે છે આક તુર ॥ નથી૦ ॥ આભ ખિલ્યો જશે કરમાઇને રે, માટે ચેત સમજીને એવું ઉર ॥ નથી૦ ॥ ૩ ॥ પ્રતિત રાખો સાધુના કેણની રે, ખોટું કર્મ તજીને કરો ધર્મ ॥ નથી૦ ॥ રાખ શીળ સંતોષ નિર્લોભતા રે, દુર મેલી મિથ્યામત ભર્મ ॥ નથી૦ ॥ ૪ ॥ કદી પ્રપંચ ઉર ન લાવીએ રે, નવ છેતરીયે લોક ભોળે ભાવ ॥ નથી૦॥ ક્રુર દ્રષ્ટી કરો ન કોઇ ઉપરે રે, નહીં લડીયે કોઇથી રાખી દાવ ॥ નથી૦ ॥ ૫ ॥ લીધાં વ્રત વિવેકે પાળિયે રે, કદી આવે ન તેમાં કલંક ॥ નથી૦ ॥ ભાંખ્યો કેવળિ ધર્મ ધરા વિશે રે, નર નારી પાળો થઇ નિઃશંક ॥ નથી૦ ॥ ૬ ॥ શિખ માની સુધારો આત્મા રે, તજો વિષયાદિકના ફંદ ॥ નથી૦ ॥ મિત્રભાવ રાખી સદા દિલમાં રે, ભલું સર્વેનું ચ્હાય કેવળચંદ ॥ નથી૦ ॥ ૭ ॥

## પદ ૪ થું.

મુરખ મોહો માનુનીના મોહમાં રે, લટકાળિનાં નિરખીને નેણ ॥ એમાં ભાન ભુલ્યો ભગવાનનું રે ॥ વચન ચાતુરિયે ચિત ચોરિયું રે, મુખ સાંભળીને મીઠાં મીઠાં વેણ ॥ એમાં૦ ॥ ૧ ॥ હેતે બેશી હીંડોળાખાટમાં રે, પંખો લઇને ઉડાડે પવન ॥ એમાં૦ ॥ કરે મશ્કરી ને દાંત કાઢે મોકળા રે, લેતા તાલિયો તે થઇને મગન ॥ એમાં૦ ॥ ૨ ॥ ખાવું પીવું અને ઇશકમાં રે, પૈસા ઉડાવામાં જેનું તાન ॥ એમાં૦ ॥ માગે ભાઇ તો પાઇ ના આપતો રે, કરે પ્યારીને પ્રાણ કુરબાન ॥ એમાં૦ ॥ ૩ ॥ બેસે ઘોડાગાડી કે ચારઠે રે, લીયે ભાઇબંધ પોતા

ના જે સાથ ॥ એમા૦ ॥ કુંચે બાગ બગીચે કે બંગલે રે, એક બીજાના હેતે ઝાલી હાથ ॥ એમા૦ ॥ ૪ ॥ ભક્ષાભક્ષપગ લક્ષ નહિ તેહને રે, નિગો કરીને લાલ ગખે નેન ॥ એમા ॥ ટાપટીપ કરીને વસ્ત્ર પહેરતો કે, લઇ દરપણ નિહાળે વદન ॥ એમાં૦ ॥ ૫ ॥ મુરખ મમજે નહિ મન એટલુ કે, આતો ચાર દાંડાનુ સુખથાન ॥ માટે ભજી લેવુ ભગવાનને રે ॥ મનહર મુકી મંદિર માળિયા રે, અંતે ઠરવુ છે જેને સમસાન ॥ માટે૦ ॥ ૬ ॥ નહી આવે સાથે એક કોકરો રે, જવુ પરભવ મેલીને બધું આય ॥ માટે૦ ॥ નથી આગળ રાજ પોપાંબાઇનુ રે, પાપ પુન્યનો તોલ થશે તાય ॥ માટે૦ ॥ ૭ ॥ શ્રી વીરપ્રભુના આશરે રે, તારાં ટળશે ત્રિવિધિકેગં પાપ ॥ માટે૦ ॥ પુજ રૂગનાથસ્વામિનો બાળકો રે, મુનિ કેવળ કથેછે બોધ આપ ॥ માટે૦ ॥ ૮ ॥

## પદ ૫ મું.

જીરે મનુષ્યતણો ભવ પામિને રે, કાંઇ કર્યો નહીં મત ધર્મ ॥ એવા રે મનુષ્યનો વૃથા વહિગયો રે ॥ જીરે છીભડલિ ભલઇ લેવા ભણી રે, કાઇ ઉવાડયા પાગકા મર્મ ॥ એવા૦ ॥ ૧ ॥ જી રે રામા રૂપ દેખી રંજીયા રે, નહી ધરમતણી દીલે વાત ॥ એવા૦ ॥ વૈરભાવ રાખી રૂદયે મદા રે, ઘણા લોકોની વંછી છે ઘાત ॥ એવા૦ ॥ ૨ ॥ ગાત વ્યસન ઉપર પ્રીતડિ કે, ગચ્ચિ રહ્યો અહોનિશ તાય ॥ એના૦ ॥ જોડી નહી શાસ્ત્ર સાથે રૂચિયો કે, દયા રાખી નહી દિલમાય ॥ એવા૦ ॥ ૩ ॥ છળ કરી છેતર્યા બહુ લોકને કે, દિલે રાખી ન પ્રભુની બીક ॥ એવા૦ ॥ કાંઇ સુકૃત કર્યુ નહી જીવડે રે, આવતા સુધી મરણ નજીક ॥ એવા૦ ॥ ૪ ॥ નિંદાયો ન તજી પારકી કે, તેમજ તજ્યો નહિ નિજ ગર્વ ॥ એવા૦ ॥ રમના તરૂણિને ન તજી વેગળિ રે, જુઠ ઘડી મેળવ્યો છે દ્રવ્ય ॥ એવા૦ ॥ ૫ ॥ અનુકંપા નહીં અંતરે કે, નથી બોલ્યો મતનો એકે બોલ ॥ એવા૦ ॥ નથી સાધુ સુપાત્રને આપીયું કે, નથી કહ્યિયો ગખી સમતોલ ॥ એવા૦ ॥ ૬ ॥ નથી મન ગાધે ન્યાય તોળિયો કે, નથી છોડયો આ માયિક ફંદ ॥ એવા૦ ॥ ખ્યાલ નિહાળી જોતા આ વિશ્વનો રે, ઘણો દીસે દિલગીર કેવળચંદ ॥ એવા રે મનુષ્યનો વૃથા વહિગયો રે ॥ ૭ ॥

## પદ ૬ ઠું.

જોને વિચારી પ્રાણિઆ કે, જાવુ છે આજ કે કાલ કે ॥ ગુમા-

નિ માન મારૂં કથેલ તારા દિલમાં રે ॥ કાળા ફીટીને ધોળા થશે રે, ફરશે જરા બુરે હાલ રે ॥ ગુમાનિ૦ ॥ ૧ ॥ મનોરથની માળા કોઇએ રે, પૂરિ નથીજ કરેલ રે ॥ ગુમાનિ૦ ॥ મનનિ મમતા રાખી મનમાં રે, ગયા ડાપણના ભરેલ રે ॥ ગુમાનિ૦ ॥ ૨ ॥ મારૂં એ મમતા તાણયમાં રે, જાવું અંતે સમશાન રે ॥ ગુમાનિ૦ ॥ બીજું તો બધું ઇહાં રે'શે રે, કાં એવું ભુલે છે ભાન રે ॥ ગુમાનિ૦ ॥ ૩ ॥ હાટ હવેલી જો બંગલા રે, પડીને થયા મેદાન રે ॥ ગુમાનિ૦ ॥ બાગ બગિચાને બેઠકો રે, સુની લાગે જયું સમસાણ રે ॥ ગુમાનિ૦ ॥ ૪ ॥ કેક ગયા ને જવું તાહરે રે, એમાં નથી કાંઇ ભુલ રે ॥ ગુમાનિ૦ ॥ સુકિત કર એવું જાણિને રે, પામ્યો છું દેહ અમુલ રે ॥ ગુમાનિ૦ ॥ ૫ ॥ ક્ષણભંગુર આ તન છે રે, નથી ઘડીનો વિશ્વાસ રે ॥ ગુમાનિ૦॥ માટે ભજ ભગવાનને રે, ટળશે તારા કોટી ત્રાસ રે ॥ ગુમાનિ૦ ॥ ૬ ॥ સતગુરૂ શરણે જા દોડીને રે, બાળિ દે વિષયાદી ફંદ રે ॥ ગુમાનિ૦ ॥ ભલું જાણિ તારૂં પ્રાણિઆ રે, બોધ કથે કેવળચંદ રે ॥ ગુ૦ ॥૭॥

## પદ ૭ મું.

માનમાં, માનમાં, માનમાં રે, જીવ મારૂં કરીને માનમાં ॥ અંતકાળે તો સરવ મૂકીને, ઠરવું છે જઇ સ્મશાનમાં રે ॥ જીવ૦ ॥ ૧ ॥ વૈભવ વિલસી પાપ કરો છો, મરી ત્રિજંચ થાશો રાનમાં રે ॥ જીવ૦ ॥ રાગના રંગમાં ભુલા ભમો છો, પડશો ચોરાશીની ખાણમાં રે ॥ જીવ૦ ॥ ૨ ॥ જગતમાં તારૂં કોઇ નથી રે, મન રાખ્યને ભગવાનમાં રે ॥ જીવ૦ ॥ વૃદ્ધ અવસ્થા આવશે ત્યારે, ધાકો પડશે તારા કાનમાં રે ॥ જીવ૦ ॥ ૩ ॥ કોકદિન જાનમાં તો કોકદિન કાણમાં, મિથ્યા ફરે અભિમાનમાં રે ॥ જીવ૦ ॥ કોકદિન સુખમાં તો કોકદિન દુઃખમાં, સઘળા દિન સરખા જાણમાં રે ॥ જીવ૦ ॥ ૪ ॥ સુત વિત્ત દારા પુત્ર ને ભૃત્યો, અંતે તારા તે જાણમાં રે ॥ જીવ૦ ॥ આયુર અથિર ને ધન ચપળ છે, ફોગટ મોહ્યો તેના તાનમાં રે ॥ જીવ૦ ॥ ૫ ॥ છેલબટુક થઇ સ્યાને ફરો છો, અધિક ગુમાન–માન–તાનમાં રે ॥ જીવ૦ ॥ મુનિ કેવળ કહે સુણો સજન સહુ, ચિત્ત રાખોને પ્રભુ ધ્યાનમાં રે ॥ જીવ૦ ॥ ૬ ॥

## પદ ૮ મું.

પૂરવ પુણ્ય ઉદય કરી ચેતન, નીકા નરભવ પાયા રે ॥ એ આંકણી ॥ દિનાનાથ દયાળ દયાનિધિ, દુર્લભ અધિક બતાયા રે ॥ દશ

દૃષ્ટાંતે દોહિલા જાકુ, ઉત્તરાધ્યયને ગાયા રે ॥ પૂ૦ ॥ ૧ ॥ અવસર પાય વિષયરસ રાચત, તેતો મૂઢ કહાયા રે ॥ કાગ ઉડાવણ કાજ વિપ્ર જિમ, ડાર મણિ પસ્તાયા રે ॥ પૂ૦ ॥ ૨ ॥ નદી ઘોળ પાષાણ ન્યાય કર, અર્ધ વાટ તુ આયા રે ॥ અર્ધ સુગમ આગળ રહી તિનકું, જિન કછુ મોહ ઘટાયા રે ॥ પૂ૦ ॥ ૩ ॥ ચેતન ચાર ગતિમેં નિશ્ચે, મોક્ષ દ્વાર એ કાયા રે ॥ કરત કામના સુરપતિ યાકું, જિનકું અનર્ગળ માયા રે ॥ પૂ૦ ॥ ૪ ॥ રોહણગિરિ જિમ રતનખાણ તિમ, ગુણ સહુ યામેં સમાયા રે ॥ મહિમા મુખથી વર્ણત જાકી, સુરપતિ મન શંકાયા રે ॥ પૂ૦ ॥ ૫ ॥ કલ્પવૃક્ષ સમ સંયમકેરી, અતિ શિતળ જિહાં છાયા રે ॥ ચરણ કરણ ગુણધાર મહામુનિ, મધુકર મન લોભાયા રે ॥ પૂ૦ ॥ ૬ ॥ યા તન બિન તિહું કાળ કહો કિમ, સાચા સુખ નિપજાયા રે ॥ અવસર પાય ન ચૂક ચિદાનંદ, સદ્ગુરુ યો દરસાયા રે ॥ પૂ૦ ॥ ૭ ॥

## ॥ उपदेश बत्रीशी. ॥

### દોહરા

આ સંસાર અસાર છે, હર્ષ શોક ને હાણ ॥ સર્વ સુપ્ના તુલ્ય છે, અરે જીવ તું જાણ ॥ ૧ ॥ ઝાઝા દિસે ઝાંઝનાં, જળ જેવાં દેખાય ॥ મૃગ દેખી દોડી મરે, પણ નહિ નીર પમાય ॥ ૨ ॥ સુપ્નાકેરી સાહેબી, સુપ્નામા વહી જાય ॥ જો જન કૂટે જોરથી, છાતી ચરચર થાય ॥ ૩ ॥ જર જોબન સૌ જૂઠ છે, જૂઠ તાપ પરિતાપ ॥ સુખ દુખ સર્વે જૂઠ છે, સત્ય પુન્ય ને પાપ ॥ ૪ ॥ ગયાં વરસ વીતિ ગયા, વળી વિતશે એમ ॥ માટે પ્રભુ સંભારતાં, કરિએ આળસ કેમ ? ॥ ૫ ॥ વાડી કેરા ફૂલડા, ફૂલીને કરમાય ॥ એ રીતે જીવન બધું, જોતામાં વહી જાય ॥ ૬ ॥ જાવુ જરૂર દુનિયા તજી, થીરતા નહિ આ ઠામ ॥ તે માટે મુક્તિ મળે, કરવુ એવુ કામ ॥ ૭ ॥ ભલા ભલા ભડ ભૂપતી, ગયા તજીને રાજ ॥ રાય રંક પણ કોઇએ, અમર નથી રે આજ ॥ ૮ ॥ મડદા બળે મસાણમા, દિન પ્રત્યે દેખાય ॥ તોપણ તે જોનારને, સાર નહી સમજાય ॥ ૯ ॥ પગલા હેઠે મોત છે, ચેતી ચેતી ચાલ ॥ કાલ કર્યાનુ આજ કર, કોણે દિઠી કાલ ? ॥ ૧૦ ॥ હે પરમેશ્વર હે પ્રભુ, અમને બુદ્ધિ આપ ॥ ધર્મ માર્ગે ચાલિયે, ટળિયે દેખી પાપ ॥ ૧૧ ॥ કરિયે પર ઉપકાર ને, ધરિયે તારું ધ્યાન ॥ સુણિએ સત ઉપદેશને, જેથી ઉપજે જ્ઞાન ॥ ૧૨ ॥ શાસ્ત્રો સુણો સહસ્ર પણ, મઉનો

એ છે સાર ॥ દાન શિયળ તપ ભાવથી, પામે જન ભવ પાર ॥ ૧૩ ॥ જે જન્મ્યો આ જગતમાં, તે નિશ્ચે જાનાર, જુવો મહેલ ઊંચા ચ ણ્યા, કોઇક દિન પડનાર ॥ ૧૪ ॥ સ્વવશ્યમાં ભલે ન તજે, પરવશ્ય તે તજનાર ॥ લ્હાવ જેહ દુનિયાતણો, કાળ નક્કી હરનાર ॥ ૧૫ ॥ જાવું તે તો જાણો છો, નથી અજાણ્યું છેક ॥ સઉને શીર એ સાલ છે, મૃત્યુનો દિન એક ॥ ૧૬ ॥ આ જગમાં અભિમાન તો, કરવું નહિ નરનાર ॥ ટીસી ફુલે જ્યમ પીંપળે, પણ આખર પડનાર ॥ ૧૭ ॥ અચળ રહે નહિ કોઇ પણ, કેડા મોરે જનાર ॥ જે ઉગે તે આથમે, એહ જગત વ્યવહાર ॥ ૧૮ ॥ ફુલાવું શા કારણે, કદી થઇ ધનવાન ॥ થીર થૈ ટકે ન એક પળ, જેમ કરીના કાન ॥ ૧૯ ॥ ધન જોબન પરિવાર સૌ, દેખી ન ધરો ઉમંગ ॥ ક્ષણે જશે વિખરાઇને, જેમ વાદળી રંગ ॥ ૨૦ ॥ અણધાર્યું ઉડી જશે, જન તન કેરૂં નૂર ॥ જોતાં પાછું ના જડે, જેમ આકનું તૂર ॥ ૨૧ ॥ કાળ ગણે નહિ કોઇને, રાય રંક કે દાસ ॥ દવ લાગ્યો જે વન વિષે, થાય જંતુનો નાશ ॥ ૨૨ ॥ જરા ન આવે જ્યાંલગી ॥ કરો સુધર્મ ઉપાય ॥ ઘર સળગી ઉઠ્યા પછી, ચેત્યાથી શું થાય ? ॥ ૨૩ ॥ પકડો સુધર્મ પારખી, જ્ઞાન નેત્ર દઇ ચિત્ત ॥ જ્ઞાન સ્વરૂપી નેત્ર વિણ, ભટકાશો જઇ ભીંત ॥ ૨૪ ॥ ધર્મ કર્યાથી કર્મનો, કેવળ જાણો નાશ ॥ અગ્ની લે વન ચાલતાં, વાઘ ન આવે પાસ ॥ ૨૫ ॥ કુકર્મ કરતાં જીવને, પાછો વાળો જરૂર ॥ તેથી થોડા કાળમાં, પામો સુખ ભરપુર ॥ ૨૬ ॥ જુવે ન સાર અસારને, સરખું ગણે સમસ્ત ॥ ગબડગંડના રાજમાં, ટકે શેર સૌ વસ્ત ॥ ૨૭ ॥ અંધા આગળ આરસી, ધરવી નિષ્ફળ જેમ ॥ ગંડક આગળ જ્ઞાનની, કથા કહી તે તેમ ॥ ૨૮ ॥ કાંચનતણી કસોટીએ, થાયે પરિક્ષા જેમ ॥ ધર્મતણા સુવિચારથી, થાય પરિક્ષા તેમ ॥ ૨૯ ॥ રવી ઉગ્યાથી રાત્રિનું, તિમિર મટે આ સ્થાન ॥ સદ્ગુરુના ઉપદેશથી, એમ મટે અજ્ઞાન ॥ ૩૦ ॥ સાંભળિયે ઉપદેશને, તજો રાગને દ્વેષ ॥ ગુરુ પ્રતાપે ઉચરે, કેવળમુનિ ઉપદેશ ॥ ૩૧ ॥ ઉપદેશ બત્રીશી રચી, પુજ રૂગનાથ પસાય ॥ સુણતાં નર નારી તણાં, ત્રિવિધ તાપ સમાય ॥૩૨॥

સમાપ્ત.